# COLLOQUIAL PHRASES

FOR

# STUDENTS AND OTHERS

*IN GUJERATI AND ENGLISH*

TOGETHER WITH COPIOUS LISTS OF USEFUL WORDS AND A COLLECTION OF BRIEF NOTES.

---

PUBLISHED BY

NOWROSJEE DOSSABHOY CASSINATH.

SECOND EDITION.

Bombay:

PRINTED AT THE "FORT PRINTING PRESS."

1892.

PRICE 8 Annas.

૪૮૬૪

# કોલોકવીયલ ફ્રેઝીઝ

## (એટલે વાતચીત કરવાના વાકયો.)

### વિદ્યાર્થિઓ અને બીજાઓ માટે

ગુજરાતી અને ઇંગ્રેજીમાં

* જેની સાથે ઉપયોગી શબ્દોની વીગતવાર ટીપો તથા ટુકી ચીઠીઓનાં નમુના આપેલા છે.

બનાવનાર

**નવરોજી દોશાભાઇ કાશીનાથ.**

આવૃતિ બીજી

**મુંબઇ મધે:**

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

**ઈ. સ. ૧૮૯૨**

કીંમત આઠ આના.

# દીબાચો.

મારા ફરશુદનાં વખતનો ઉપયોગ કરવા સારૂ મેં કેટલાક મીત્રોની ભલામણથી (કોલોકવીયલ ફ્રેઝીઝ)ની પેહેલી આવૃતિ બાહેર પાડી હતી, જે થોડા વખતમાં ખપી જવાથી અને મુંબઈ તેમજ દેશાવરથી એની વધુ માંગણી થવાથી આ બીજી આવૃતિ સુધારા તથા બીજા પુશકલ નવા વાકયોનાં વધારા સાથે આગલીજ કીંમતમાં બાહેર પાડવાને વાજબી વીચાર્યું છે.

એ ચોપડી શરૂઆતમાં શીખનારાંઓ તેમજ બીજા કેટલાક ધંધાદારીઓ જેઓ ઈંગ્રેજી ભાષાથી અનજાણયા હોય તે શરવેને પોતાનાં કામકાજમાં એકસરખી રીતે ઉપયોગી થઈ પડે એવી મતલબથી એમાંનાં જુદા જુદા વાકયોનાં જુદાં જુદાં મથાલાં કરવામાં આવ્યાં છે. જેથી શીખનારને એમાંથી કોઈબી બાબદના વાકયો તથા શબ્દો સેહેલાઈથી મલી આવશે. તે વતરોગે ચાલુ વેહેવારમાં વપડાતા ઈંગ્રેજી ઉપયોગી શબ્દોનો સંગ્રહ તેમનાં ગુજરાતી અર્થ સાથે આપ્યો છે. તથા કેટલીક દરરોજ કામમાં આવે તેવી ચીઠીપત્રીઓનાં નમુના પણ આપ્યા છે. અને આ ચોપડી સેહેલી તેમજ ઉપયોગી બનાવવામાં કશી કશુર રાખી નથી જેથી ઉમેદ છે કે આવી ઉપયોગી ચોપડીનો ફેલાવો કરવામાં સરવે સજ્જનો બનતી મદદ કરવાને ચુકશે નહી.

આ ચોપડી તથા એના પ્રુફ મીસ્તર એન. કે. મશાંની. બી. એ. એવને તપાસવા માટે જે મેહેનત લીધી છે, તેથી હું તેમનો આ પ્રસંગે ઉપકાર માનું છું.

એપરેલ ૧૮૯૨

**ન. દો. કાશીનાથ.**

# સાંકળીઊ:

# COLLOQUIAL PHRASES.

FOR

# STUDENTS AND OTHERS.

## IN GUJERATI AND ENGLISH.

---

## પરચુટણ વાકયો.

સાહેબજી. Good day.
તમે કેમ છો? How are you ?
સારી કાંની સાહેબ. Quite well Sir.
ચાલો વાચો. Commence reading.
વારૂ સાહેબ. Very well, Sir.
તે કયાં છે? Where is it ?
તે અહિયાં છે. Here it is.
શું છે? What is it ?
એક રમકડું. A toy.
ત્યાં હું પોતે ગયો. I myself went there.
તે પોતેજ ખોટો છે. He himself is wrong.
તે ત્યાં પડી છે. It is lying there.
તે લેવો. Take it.
આ લેવો. Take this.
તે આપો. Give that.
તમે જાઓ. You go.
હું જાઉં છું. I go.
બેસો. Sit down.
ઉઠો. Get up.
સુઈ જાઓ. Lie down.
તે ડાહયો છે. He is wise.

ત્યાં જુઓ. Look there.
તે અહિયાં લાવો. Bring it here.
તે પાછું લઈ જાવો. Take it back.
આ રાખો. Keep this.
વાત ના કરો. Don't talk.
ત્યાં કોણ કુદે છે? Who is jumping there?
આ છોકરો. This boy.
અંદર જાઓ. Go in.
બાહેર જાઓ. Go out.
ઉપર જાઓ. Go up.
નીચે જાઓ. Go down.
આગલ ચાલો. Go on.
પાછા જાઓ. Go back.
અહિંથી જાઓ. Go away from here.
અહિંથી નીકલ. Get away from here.
ત્યાં જાઓ. Go there.
જલદી જાઓ. Go soon.
અહિં આવો. Come here.
પાછા આવો. Come back.
જલદી આવો. Come soon.
અંદર આવો. Come in.
ઝડપથી આવો. Come quickly.
ઉપર આવો. Come up.
નીચે આવો. Come down.
મને આપો. Give me.
તેને આપો. Give him.
તેણીને આપો. Give her.
તેઓને આપો. Give them.
મારી પાસે લાવો. Bring it to me.
પછવાડે ઉભા રહો. Stand back.
કોણ જીત્યું? Who won?
હું જીત્યો. I won.
તે હારી ગયો. He lost.
જવા દો. Let go.
એદલજીને બોલાવો. Call Edalji.
તેને બોલાવો. Call him.
તેણીને બોલાવો. Call her.
શીપાઇને બોલાવો. Call the sepoy.
હેલકરીને બોલાવો. Call a cooly.
હું તમને કહું છું. I tell you.
તે હું જાણું છું. I know that.

તેને કહો. Tell him.
તે જાણે છે. He knows.
તેને મોકલો. Send him.
તમે ના જાઓ. You don't go.
હું અહિંયાં છું. I am here.
તે ત્યાં છે. He is there.
અહિં જુઓ. Look here.
તેને પકડો. Catch him.
તેણે તે કીધું. He did it.
તે ના કરો. Don't do that.
તે નાંખી દો. Throw it away.
તે ઉંચકી લેવો Pick it up.
મને તે દેખાડો. Show it to me.
તેની પાસે-જાઓ. Go to him.
મારી પાસે આવો. Come to me.
ખોદાનો ઉપકાર માંનો. Thank God.
તમે બંદગી કરો છો ? Do you pray ?
હા, હું બંદગી કરૂં છું. Yes, I do pray.
હું દેવલમાં જાઉં છું. I go to Church.

દોડો ના. Do not run.
હું તમારી સાથે આવું ? May I come with you ?
તમારે ગમે તો આવો. You may come if you like.
તેનાં મોઢાં તરફ જુઓ. Look at his face.
તમારૂં મોઢું ધુઓ. Wash your face.
તમારાં મોઢાં પર કંઇ લાગેલું છે. There is a bruise on your face.
તે મેલું છે. It is dirty.
જઇને જુઓ. Go and see.
ત્યાં કોણ છે ? Who is there ?
તે ક્યાં છે ? Where is he ?
તે ત્યાં છે. He is there.
તેને અહિંયાં બોલાવો. Call him here.
તેને પાછો બોલાવો. Call him back.
તે ગયો. He went away.
તેણી ગઇ. She went away.
તેણીને જવા દો. Let her go.
તેને ઉભો રાખો. Stop him.
આ તેને આપો. Give this to him.
તે માણસ જાય છે. That man is going.

તેને કહો કે ઉભો રેહે. Tell him to wait.

તેને તે પાછું આપો. Give it back to him.

તમે તે લેવો. You take it.

તે લઇ ગયો. He took it away.

આ કામનું છે. This is useful.

તે નકામું છે. That is useless.

તે ઉદ્યોગી છે. He is diligent.

તું આળસુ છે. You are lazy.

એમ કોણ કહે છે? Who says so?

તેણે એમ કહયું. He said so.

એદલજીએ એમ કહયું. Edalji said so.

હું તેને પુછીશ. I will ask him.

તમે તેને પુછશો ? Will you ask him?

અલબત. Of course.

આ મારે સારૂ કરો. Do this for me.

ઘણું સારૂં. Very well.

વધારે સારૂં કયું છે ? Which is better?

મને થોડું કાગળ આપો. Give me some paper.

તે ગયો કે ? Is he gone?

તે અહિંયાં છે, સાહેબ. He is here, Sir.

એજ માણસ. The same person.

તે ગેરહાજર છે. He is absent.

તે આજારી હશે. He must be ill.

હું એમ ધારૂં છું. I think so.

તમે એમ ધારો છો ? Do you think so?

હું એમ નથી ધારતો. I don't think so.

તે બીહે છે. He fears.

બીહીતા ના. Don't be afraid.

કોણ બીધું છે? Who is afraid?

તેણી ઘણી બીધી છે. She is much afraid.

તે ગભરાયો છે. He is frightened.

તેને ગભરાવતા ના. Don't frighten him.
તમને શું જડયું ? What have you found ?
મને એક વીટી જડી. I found a ring.
હું અંદર આઉં ? May I come in ?
હું બાહેર જાઉં ? May I go out ?
તમારા બાલ શફેદ છે. Your hair is gray.
હું ઘરડો માણસ છું. I am an old man.
તે જુવાન માણસ છે. He is a young man.
સાહેબજી (સવારે.) Good morning.
,, (સાંજે) Good evening.
,, (રાતે) Good night.
,, (છુટા પડતી વખતે) Good bye.
ગઇ કાલે સાંજે. Last evening.
ગઇ કાલે સહવારે. Yesterday morning.
ગઈ પરમ દહાડે. The day before yesterday.
આજે. To-day.
આવતી કાલે સહવારે. To-morrow morning.
આવતી પરમ દહાડે. The day after to-morrow.
થોડા દહાડા ઉપર. A few days ago.
ગયું અઠવાડીયું. Last week.
આ મહીનો. This month.
આવતું વરસ. Next year.
કેવી મઝા ? What a pleasure.
કેવી ખુશાલી ? What a delight ?
તું પડી જશે. You will fall down.
હું પડીશ નહીં. I shan't fall.

સંભાળો. Take care.
ધ્યાન રાખજો પડતા ના. Mind you do not fall.
તમે પડી ગયા કે? Have you fallen down?
મેં મારો પગ ભાંગ્યો છે. I have broken my leg.
તે દાદર ઉપરથી પડી ગયો. He fell down the stair-case.
તેને કંઇ વાગ્યું કે? Was he hurt?
તેને કોઈએ મદદ કીધી નહીં. No body assisted him.
તેને મદદ કરો. Help him.
તમે મને મદદ કરશો? Will you help me?
કાંય નહી? Why not?
મને આએ આપો. Give this to me.
તે મારૂં નથી. It is not mine.
ત્યારે આ કોણનું છે? Then whose is this?
તે મારા મીત્રનું છે. It is my friend's.
ત્યારે મને કંઈ બીજું આપો.Then give me something else.
મારી પાસે બીજું કાંઈ નથી. I have nothing else.
આ લઇ જાઓ. Take this away.
તે હું કયાં મુકું? Where shall I put it?
તે મને આપો. Give it to me.
આ કલમ તેણીને આપો. Give her this pen.
તમે મને તે આપશો કે? Will you give it to me?
હું તમને તે આપીશ, પણ તમે તે મને જરૂર પાછું આપજો. I will give it to you, but you must return it to me.
હું આ લઇશ. I will take this.
તમને આ ગમે છે? Do you like this?

હા, મને ઘણું ગમે છે. Yes, I like it much.
આ મને સારૂં લાગતું નથી. I do not like this.
મને પેલું ગમે છે. I like that.
તમારે ગમે તે લેવો. Take whichever you like.
આ સારૂં છે. This is good.
પેલું ખરાબ છે. That is bad.
ફકર નહીં. Never mind.
શું આ પુરતું નથી ? Is this not enough ?
આ ઘણું છે. This is more than enough.
આ ઘણું થોડું છે. This is very little.
તમારા ચાકરને બોલાવો. Call your servant.
મારો ચાકર બાહાર ગયો છે. My servant has gone out.
તે મારો નીમકહલાલ ચાકર છે. He is my faithful servant.
તે તેને આપજો. Give it to him.
તે શીપાઇ સાથે મોકલો. Send it with the sepoy.
તમે ત્યાં ગયા હતા કે ? Had you been there ?
તમે ત્યાં જશો કે ? Will you go there ?
હું કાલે જઇશ. I will go to-morrow.
સવારે વેહેલા જજો. Go early in the morning.
હું ખચીત જઇશ. I will positively go.
તમે તેને ઘેર શું કામ ગયા ? Why did you go to his house?
કંઇ જરૂરના કામ સારૂં. On some urgent business.
તમે કોણની સાથે ત્યાં ગયા હતા ? With whom did you go there ?
કાવશજી શેઠની સાથે. With Mr. Cawasji.
તમે આ માણસ સાથે જશો ? Will you go with this man ?

હા કે ના કહોની. Say yes or no.
હું જવાનો નથી. I shall not go.
તમે કેમ નથી જતા ? Why don't you go ?
હું ત્યાં નથી જતો. I am not going there.
તમારે ગમે તો તમે જાઓ. You may go if you like.
તમે જરૂર ત્યાં ફરીથી જજો. You must go there again.
ત્યાં જવાને ચુકતા ના. Do not fail to go there.
હું જઇને તેને કહીશ. I will go and tell him.
ત્યાં કોઈ છે કે ? Is any one there ?
તમે કોણ છો ? Who are you ?
તમે અહિં શું કામ આવ્યા છો ? What has brought you
here ?
મારે તમને મળવું છે. I want to see you.
ફરાંમજી શેઠ ઘેરમાં છે કે ? Is Mr. Framjee at home ?
તેવન રોકાયલા છે. He is engaged.
તેવન માળ ઉપર છે. He is upstairs.
તમને માળ ઉપર બોલાવેછે. You are called upstairs.
તે ફરવા ગયો છે. He has gone out for a walk.
તે પાછો કયારે આવશે ? When will he come back ?
હું તેને મલવા માગું છું. I wish to see him.
તે હમણાંજ બાહર ગયો છે. He has just gone out.
તમે કયાંથી આવ્યા છો ? Where have you come from ?
આફીસમાંથી. From the office.
તમને કોણે મોકલ્યા ? Who sent you ?
તમે કયાં રહો છો ? Where do you live ?
તમે કયાં જાઓ છો ? Where are you going ?

તે આવતો હશે. He must be coming.
મને તમારૂં નામ આપો. Give me your name,
આ મારા નામનો કાર્ડ છે. Here is my card.
મને તે ઘરમાં ક્યારે મળશે? When can I find him at home?
સાત વાગતે. At seven o'clock.
મારે સારૂં કોઈ પુછતું હતું? Was any body asking for me?
ગઈકાલે મને મળવા કોણ આવ્યું હતું? Who came to see me yesterday?
તે પાછો અહિં આવ્યો હતો કે? Had he been here again?
હા, તે આવ્યો હતો. Yes, he had been.
અહિંયાં કોઈ આવ્યું નથી. No body has been here.
તમને કોઇ પુછતું હતું. Some body was asking for you.
મારે સારૂં કોણે પુછ્યું? Who asked for me.
એદલજી શેઠ તમને પુછતા હતા. Mr. Eduljee was asking for you.
તમે તેને શું કહયું? What did you tell him?
મેં તેને કહ્યું કે તમે ઘેરમાં નહીં હતા. I told him that you were not at home.
તમે મને બોલાવ્યો કે? Did you call me?
તમે મને બોલાવો છો? Do you want me?
નહીં, હું ફરાંમજીને બોલાવું છું. No, I want Framjee.
તે ત્યાં હશે. He must be there.
તે હજી પાછો આવ્યો નથી. He has not returned yet.
તે આવ્યો હશે. He must have come.
તેને મારે ઘેર મોકલજો. Send him to my place.
તે આજે આવશે નહીં. He will not come to-day.

તેને કહેજો કે હું તેને મલવા માગું છું. Tell him I wish to see him.

હું તેને કહીશ. I will tell him.

હું કયારે આઉં ? When shall I come?

આવતે અઠવાડીએ આવજો. Come next week.

આવતે સોમવારે આવજો. Come on next Monday.

તમારે ગમે ત્યારે આવજો. Come when you like.

તમે એખલા કેમ છો ? Why are you alone?

હું મારા મીત્રને મલવા જાઉં છું. I go to see my friend.

આપણને તેને સારૂં થોભવું જોઈએ. We must wait for him.

તે કયારે આવશે તે નક્કી નથી. It is not certain when he will arrive.

હું ઘેર જાઉં છું. I go home.

કદાચ તે આવશે. Perhaps he will come.

તમે જાણો છો કે તે આવશે? Do you know that he will come?

તે વખતસર આવી પોહોંચશે. He will come in due time.

તમે કોણની રાહ જુઓ છો? Whom are you waiting for?

હું મારા મીત્રને સારૂ ખોટી થાઉંછું. I am waiting for my friend.

ઉતાવળ કરો, મારો મીત્ર મારે સારૂં ખોટી થાય છે. Make haste, my friend is waiting for me.

તમે તેને આવવાને કહયું ? Did you tell him to come?

તમે જઈને મારા મીત્રને તેડી લાવશો ? Will you go and call my friend?

તમારો મીત્ર કયાં છે ? Where is your friend?

તે ત્યાં ઉભો છે. He is standing there.

ફરાંમજી શેઠ તમને બોલાવે છે. Mr. Framjee wants you.

તેને કહો કે હું હમણાં આઉં છું. Tell him I am just coming.

મારી સાથે આવો. Come with me.

તમે કેટલો વખત થયો અહિંયાં છો ? How long have you been here ?

હું હમણાંજ આવ્યો છું. I have just come.

અહિંયાં કોણ આવ્યું હતું ? Who had been here ?

તમારો મીત્ર. Your friend.

કયો મીત્ર ? Which friend ?

કાવશજી શેઠ. Mr. Cawasjee.

તમને તેની સાથે ઓળખાણ છે કે ? Have you any acquaintance with him ?

હું તેને સારીપેઠે ઓળખું છું. I know him very well.

તમારા ભાઇ સાથે મને ઓળખાંણ કરાવો. Introduce me to your brother.

ખુશીથી, પણ કયારે ? With pleasure, but when ?

મને ચાકુ જોઈએ છે. I want a pen-knife.

તમે શું કામ તે નથી માંગતા ? Why don't you ask for it ?

તે આવશે કે ? Will he come ?

તમે એને પુછી જુઓ તો ઠીક. You had better ask him.

મેં તેને પુછયું પણ તે આવવાને ના પાડે છે. I have asked him but he refuses to come.

મેં કદી ના નથી કહ્યું. I have never refused.

તમે હમેશાં એમ કહો છો. You always say so.

હું હાજર નહીં હતો. I was not present.
એ ત્યાં હતો. He was there.
તમે ક્યાં હતા ? Where were you ?
હું પાસેના ઓરડામાં હતો. I was in the next room.
તમને તે પાછું જોઇએ છે ? Do you want it back ?
મને તે નથી જોઈતું. I don't want it.
તમને આ નથી જોઈતું કે ? Don't you want this ?
તમે તે એને શું કામ આપ્યું? Why did you give it to him ?
તેણે જબરીથી લીધું. He took it by force.
તેણે પોતે તે લીધું. He himself took it
મને મારા ઓરડાની કુંચી આપો. Give me the key of my room.
અમે સુવા જઈએ છીએ. We go to bed.
હજી સુવાનો વખત થયો નથી. It is not yet time to go to bed.
કાલે મારે સકારે ઉઠવું જોઇએ. I must get up early to-morrow.
મને કાલે સકારે ઉઠાડજો. Wake me up early to-morrow.
ઉઠો ને કપડાં પેહેરો. Get up and dress yourself.
ઉઠવાનો વખત થયો. It is time to get up.
તમને ઉંઘ કેવી આવી ? How did you sleep ?
તમે એટલા મોડા કેમ ઉઠો છો ? Why do you rise so late ?
હું ગઇ રાતે ઘણો મોડો સુતો. I went to bed very late last night.
મને ઉંઘ આવે છે. I feel sleepy.

મને ઘણો વાર ઉંઘાવા ગમતું નથી. I don't like to sleep long.

દીવસનાં સુવું સારૂં નથી. It is not good to sleep during day time.

હું પાંચ વાગતે જાગ્યો. I awoke at five o'clock.

આજે સહવારે હું વેહલો ઉઠયો. I got up early this morning.

તે ઉઠયો છે કે ? Has he got up ?

તે ઉંઘે છે. He is sleeping.

તેને ઉઠાડો. Wake him up.

થોડું ગરમ પાણી લાવો. Bring some hot water.

તે ગરમ છે. It is hot.

ના, તે ઠંડું છે. No, it is cold.

તમે નહાવો છો ? Do you wish to bathe ?

હા, હું નહાતું છું. Yes, I am bathing.

હું નહાવા જાઉં છું. I am going to bathe.

મને તે સાબુ આપશો ? Will you give me that soap ?

તમારા બાલ હોળો. Comb your hair.

મને બરશ અને નીખીઓ આપો. Give me a brush and comb.

અમારા ઓરડામાં દીવો નથી. We have no lamp in our room.

બતી બુજાઈ ગઇ છે. The light is extinguished.

દીવો લાવો. Bring a lamp.

દીવો સળગાવો. Light the lamp.

મીણબતી મેલવી નાંખો. Put out the candle.

આ મીણબત્તીનો ઉજાસ સારો નથી. This candle does not give a good light.

કેટલા વાગ્યા ? What's the time ?

સવા છ. A quarter past six.

સાડા છ. Half past six.

સાડા છ ને પાંચ મિનીટ. Thirty-five minutes past six.

પોણા સાત. A quarter to seven.

સાતમાં દશ મિનીટ કમ. Ten minutes to seven.

સાત ને દશ મિનીટ. Ten minutes past seven.

હજી સાત નથી વાગ્યા. It is not seven yet.

આજે રજા છે કે ? Is there leave to-day?

આજે રજા નથી. There is no leave to day.

ખરેખાત. Upon my word.

શું ખરેખર એમજ છે ? Is it so indeed ?

બીલકુલ નહીં. Not at all.

આ સુંદર શોનાંનાં ઘડીઆળ માટે હું તમારો ઉપકાર માનું છું. I thank you for this pretty gold watch.

તમારી મારાપર મોટી મેહેરબાની થઇ. You have done me a great favour.

હું તમારો મોટો ઉપકાર માંનું છું. I thank you very much.

હું તમારો ઘણો ઉપકારી છું. I am much obliged to you.

તમારો મારીપર મોટો આભાર થયો છે. You have laid me under a great obligation.

મને માફ કરો. Excuse me.

કાંઇ ફકર નહીં. Never mind.

મારે બધું સરખું છે. It is all the same to me.

તમારે માટે મારેથી બનશે તેટલું કરીશ. I will try my best for you.

તેનું કાંઈ નહીં. It does not matter.

તમે મારી ઉપર એક મેહેરબાંની કરશો? Will you do me a favour?

મને નાઉમેદ ના કરતા. Do not disappoint me.

તમારો મોટો ઉપકાર થયો. Many thanks to you.

હું તમને અરજ કરું છું. I request you

મેં તેને અરજ કીધી. I requested him.

કોઈએ તમને ઠગીયા છે. Some one has cheated you.

તે મશકેરી કરે છે. He is joking.

તમે મશકેરી કરો છો. You are joking.

હું ખરેખરું કહું છું, મશકેરી નથી કરતો. I am in earnest, I am not joking.

ખોદાને સારૂ. For God's sake.

મારી મશકેરી ના કરો. Don't trifle with me.

હું તમારી સાથે મશકેરી કરતો નથી. I am not trifling with you.

તેણી મારી ઠેકડી કરે છે. She is mocking me.

શું તે કામમાં રોકાયલોછે? Is he engaged in doing any thing?

ના, તે ફુરસદે બેઠો છે. No, he is at leisure.

તે આળસાઇમાં પોતાનો વખત કાઢેછે. He passes his time in idleness.

તમે આ માણુસને ઓળખોછો? Do you know this man?

તમે તે માણુસને ઓળખોછો? Do you know that man?

તેને કોઇ ઓળખતું નથી. No body knows him.

તમે ફ્રાંમજી શેઠને ઓળખોછો? Do you know Mr. Framjee?

હું તેને નજરથી ઓળખુંછું. I know him by sight.

હું તેને સારી રીતે ઓળખુંછું. I know him very well.

અમે તેને ઓળખતા નથી. We do not know him.

આ ગ્રહસ્થ કોણ છે? Who is this gentleman?

તમે આ ગ્રહસ્થોમાંથી કોઈને ઓળખોછો? Do you know any of these gentlemen?

હું તેમાનાં કોઈને ઓળખતો નથી. I know none of them.

તમે અહિંયાં કોણને ઓળખોછો? Whom do you know here?

અમે કોઈને ઓળખતા નથી. We know no body.

નહીં સાહેબ, હું તેને ઓળખતો નથી. No Sir, I don't know him.

તમારૂં નામ શું? What is your name?

મારૂં નામ કાવશજી છે. My name is Cawasji.

તમારા બાપનું નામ શું? What is your father's name?

તમારી અટક શુ? What is your surname?

તમારો જન્મ કયાં થયો? Where were you born?

હું મુંબઈમાં જન્મયો. I was born in Bombay.

તમારી ઉંમ્મર કેટલી છે? How old are you?

તમારી ઉંમ્મર શું? What is your age?

મારી ઉંમ્મર અગીયાર વર્ષની છે. My age is eleven years.

તેણી આશરે વીશ વરશની છે. She is about twenty years of age.

તમારો બાપ શું ધંધો કરે છે? What is your father?

તે એક વેપારી છે, સાહેબ. He is a merchant, sir.

અને તમે શું થવા માંગો છો ? And what are you going to be ?

હુંબી સાહેબ એક વેપારી થવા ઈચ્છું છું. I too, sir, wish to be a merchant.

તમને બાહેર જવાની રજા કોણે આપી ? Who gave you leave to go out ?

મારી રજા વગર બાહેર જતા ના. Don't go out without my permisson.

ગઈ કાલે તમે કયાં હતા ? Where were you yesterday ?

હું ઘેરમાં હતો. I was at home.

હું આજારી હતો. I was ill.

તેની ચોપડી કયાં છે ? Where is his book ?

તમે તેને તે શું કામ નથી આપતા ? Why don't you give it to him ?

કારણકે મેં હજી તે પુરી કીધી નથી. Because I have not as yet finished it.

તમારી પાસે કંઇ વારતાની ચોપડી છે ? Have you got any novels ?

મને તે ચોપડી મોકલજો. Send me the book.

તમે તે આજે સાંજનાં મોકલશો ? Will you send it this evening ?

હું તમને તે કાલે આપીશ. I will give it to you to-morrow.

તમે પેલી ચોપડી લાવ્યા કે ? Did you bring that book ?

હું તે લાવવાને ભુલી ગયો. I forgot to bring it.

કાલે તમે તે જરૂર લાવજો. Bring it positively to-morrow.

તે લાવવાને ચુકતા ના. Don't fail to bring it.

મને યાદ દેવાડજો. Remind me.

મને તે યાદ નથી. I don't remember it.

મેં કેટલીક ચોપડીઓ પસંદ કીધી છે. I have selected some books.

તમે એટલી બધી ચોપડીને શું કરશો ? What will you do with so many books ?

તમે તે ચોપડી લાવવાને ભુલી ગયા છો. You have forgotten to bring that book.

આ ચોપડી તમારા ભાઈને આપજો. Give this book to your brother.

બારી ઉંઘાડો. Open the window.

હમેશ ઉંઘાડી રાખો. Keep it always open.

બારણું બંધ કરો. Shut the door.

તમે બારણું બંધ કીધું કે ? Have you shut the door ?

બારણાને તાળું દો. Lock the door.

દહાડા લાંબા થતા જાય છે. The days are getting longer.

આજે રૂતુ કેવી છે ? How is the weather to-day ?

સારી છે. It is fine.

આજે ઘણી ગરમી છે. It is very warm to-day.

અહીં આપણુને ખુશ પવન મલેછે. We get fine breeze here.

આજે ઘણો પવન ફુકે છે. It is very windy to-day.

આજે ઠંડી છે. It is cold to-day.

રૂતુ જલદી બદલાઇ જશે. The weather will soon change.

તમને ઠંડી લાગે છે? Do you feel the cold?
વરસાદ વરસે છે. It is raining.
છતરી ઉંઘાડો. Open the umbrella.
જબરો વરસાદ આવે છે· It rains very hard.
ચાલો આપણે ત્યાં ઉભા રહીએ. Let us stop there.
હા, ચાલો. Yes, come along.
વરસાદ જલદી રહી જશે. The rain will soon stop.
તે ફકત ઝાપટું છે. It is only a shower.
તમે ભીનઇ જશો. You will get wet.
હું ભીનાઈ ગયો છું. I have got wet.
તમારાં કપડાં બદલો. Change your clothes.
આ કપડાં સુકવો. Dry these clothes.
ચંદ્ર પ્રકાશે છે. The moon shines.
ચાંદરાત કયારે? When will the new moon appear?
પરમ દહાડે. The day after to-morrow.
તેણીને જઈને પુછો. Go and ask her.
તેણી મારી સાથે ગુસ્સે છે. She is angry with me.
તેણી તમારી સથે શું કામ ગુસ્સે છે? Why is she angry with you?
આજે ફ્રાંમજી શેઠ ઘણા ગુસ્સે દેખાય છે. Mr. Framjee looks very angry to-day.
શોરાબજી, અહિંયાં આવો. Come here, Sorabjee.
તમે ત્યાં શું કરો છો? What are you doing there?
હું મારો પાઠ કરૂં છું. I am learning my lesson.
એક ગીત ગાવો. Sing a song.
મને ગાવા નથી ગમતું. I don't like to sing.

ત્યારે તમને શું ગમે છે? What do you like then?
મને શીખવા ગમે છે. I like to learn.
હમણાં તમારો નાનો છોકરો નિશાળે જાએ છે? Does your little boy go to school now?
તમારાં છોકરાંઓને ઈંગ્રેજી શીખવા દો. Let your children learn English.
તેણી સારૂં ઈંગ્રેજી બોલે છે. She speaks English well.
તેણી હમણાં ત્રણ મહિના થયા ઈંગ્રેજી શીખે છે. She has been learning English since the last three months.
તમે કંઈ સાંભળો છો? Do you hear any thing?
હું કંઈ સાંભળતો નથી. I hear nothing.
તમે એટલું ધીમું શું કામ બોલો છો? Why do you speak so low?
તમે મોટેથી બોલી શકતા નથી. Can't you speak aloud.
ધીમે ધીમે વાંચો. Read slowly.
પેલી જુવાંન બાઈ કોણ છે? Who is that young lady?
ફરાંમજીની છોકરી. Miss Framjee.
તે તેણી નથી. She is not Miss. Framjee.
તે તેણી પોતે છે. It is she herself.
અને પેલી બુઢી બાઈ કોણ છે? And who is that old lady?
ફરાંમજીની ધણીઆંની. Mrs. Framjee.
અને પેલો જુવાંન શખ્સ? And that young man?
ફરાંમજીનો છોકરો. Master Framjee.
તમે મને તે ઘડીઆળ આપશો કે? Will you give me that watch?
તમને તે હમણાં જોઇએ છે? Do you want it now?

હું તમને તે કાલે આપીશ. I will give it to you to-morrow.

તમે મને તે આપવાને વચન આપશો ? Will you promise to give it to me?

હું વચન આપું છું. I do promise.

હું તમને વચન આપી શકતો નથી. I can't promise you.

હું નથી ધારતો કે તે તમે મને આપશો. I don't think that you will give it to me.

હું વચન તોડું તેવો માણસ નથી. I am not the man to break a promise.

હું મારો બોલ પાળું છું. I keep my word.

ત્યારે હું આશા રાખું છું. I hope then.

તમો જાણો છો હું કોણ છું ? Do you know who I am?

મેં જેમ વચન આપીઓ છે તેમ હું કરીશ. I shall do as I have promised.

હું તમારા વચન ઉપર ભરોશો રાખી શકતો નથી. I cannot depend upon your promise.

તમારી પાસે કંઇ પૈસા છે કે ? Have you any money?

મારી પાસે પાંચ રૂપીઆ છે. I have five Rupees.

મને એક રૂપીઓ આપો. Give me a Rupee.

મારી પાસે પૈસા નથી. I have no money.

મેં પંદર રૂપીઆ ઉછીના લીધા. I borrowed fifteen Rupees.

તમે મને પાંચ રૂપીઆ ઉછીના આપશો ? Will you lend me five Rupees?

હમણાંજ મેં એટલી રકમ તેને આપી છે. I have just now lent him that sum.

તેણી તમારી સાથે રહે છે ? Does she live with you?
હા, તેણી અમારી સાથે રહે છે. Yes, she lives with us.
ફરાંમજી કયાં રહે છે ? Where does Framjee live?
હમણાં તે પોતાના બાપ સાથે રહે છે. He lives now with his father.
ફરાંમજીને કહો કે આવે. Tell Framjee to come.
તે અહિંયાં આવે છે. He is coming here.
કાલે એક લુટારાએ મને લુટયો. Yesterday a robber robbed me.
તે મારા પૈસા ઘડિઆળ વગેરે જે કાંઇ હતું તે બધું લઇ ગયો. He took away my money, watch and everything that I had with me.
તમે પોલીસને જાહેર શું કામ નથી કરતા ? Why don't you report the matter to the Police?
મારે કશું જાહેર કરવું નથી. I do not mean to report.
હું ઘણો દલગીર છું. I am very sorry.
દલગીર ના થાવો. Don't be sorry.
આ માણસ ગરીબ છે. This man is poor.
તમારી જાત કેઇ છે ? What caste do you belong to?
હું હિંદુ છું. I am a Hindoo.
તમે કયા શેહેરના રેહેવાસી છો ? What city do you belong to?
હું પુણાનો રેહેવાસી છુ. I am an inhabitant of Poona.
તે કોણ છે ? Who is he?
તેને શું જોઇએ છે ? What does he want?
તે શા સારૂં આવ્યો છે ? Why has he come?

એ બીલ લાવ્યો છે. He has brought a bill.

એને કહો કે આવતા મહીનાની પેહેલી તારીખે આવે. Tell him to come on the first day of the next month.

મારે તે માણુસને દશ રૂપીયા આપવા છે. I have to pay the man ten rupees.

તમે બાહેર કયારે જાઓ છો? When do you go out?

સવારે હું દશ વાગતે બાહેર જાઉં છું. I go out at ten in the morning.

તમારી મરજી હોય તો હું તમારે ઘેર આવું. If you like I will come to your house.

આજે સાંજે મને મળજો. Meet me this evening.

આજે સાંજે મારે ઘેર આવજો. Call at my house this evening.

તમે મને ઘરમાં કયારે મળશો? When can you see me at home?

હમેશાં સાંજનાં. Always in the evening.

હું ખચીત આવીશ. I will surely come.

તમે રોજ રાતના શું કામ આવો છો? Why do you always come in the night?

તમે દીવસમાં નથી આવી શકતા? Cannot you come during day-time?

આવતી કાલે મને આખો દહાડો કામ છે. I shall be busy all day to-morrow.

સાંજના તમારાથી બનશે કે? Will the evening suit you?

મારે સઘળો વખત સરખો છે. Any time will suit me.

મને મલવા આવજો. Come to see me.

હું તમને તમારા ઘેર આગલ મલીશ. I shall see you at your house.

જો તમે નહીં આવશો તો હું તમને લખીશ. If you do not come, I shall write to you.

કાલે સવારે આવવાને ભુલતા ના. Don't forget to come to-morrow morning.

ગેઈ કાલે હું આવી શક્યો નહી. I could not come yesterday.

મારે ઘણું કામ હતું. I had much work to do.

મને લાગે છે કે તે મને ચાહાતો નથી. I feel that he does not like me.

તમે એ બાબતમાં મને મદદ કરશો ? Will you help me in this matter?

હા, ખુશીથી. Yes, with pleasure.

તે મારી તરફ સારી લાગણી ધરાવતો નથી. He is not well-disposed towards me.

મારા પ્યારા મીત્ર, તે વિશે એટલા બધા દલગીર ના થાઓ. My dear friend, do not be so sorry about it.

તમે એમ ના ધારતા કે હું તમને ચાહાતો નથી. Don't think that I dislike you.

તે હું કેમ જાણું ? How can I know that?

મારે એ બાબતમાં શું કરવું જોઇએ તે કહો. Say what you wish me to do in this matter.

તમે મને આ ભેટ આપશો ? Will you present this to me?

હું દલગીર છું કે તે બીજાને આપવાને હું બંધાઇ ચુકયો છું. I am sorry to say that I have already promised it to another.

શું બારણું બંધ છે? Is the door shut?

તેને હાંક મારો. Call to him.

મેં તેને બે વખત હાંક મારયો. I called to him twice.

એદલજી હજી ઘેર નથી આવ્યો. Eduljee has not yet come home.

તમે એટલા ઝડપમાં કયાં જાઓ છો? Where are you going so fast?

તમે એટલા જલદી શું કરવા દોડો છો? Why are you running so fast?

હું ફરાંમજી શેઠને મળવા જાઉં છું. I am going to see Mr. Framjee.

તમે તેવનનું ઘેર જોયું? Have you seen his house?

તમે મને કેહેશો કે તે કયાં રેહેછે? Will you tell me where he lives?

શું આ કોલાબે જવાનો રસ્તો છે? Does this road lead to Colaba?

કોલાબે જવાને રસ્તો કયો? Which is the way to Colaba?

સીધા આગલ જાઓ. Go straight on.

જમના હાથ પર વલો Turn to the right.

તે અહિંથી કેટલું દુર છે? How far is it from this place?

આસરે અરધો માઇલ. About half a mile.

મને ત્યાં જતાં કેટલો વખત લાગશે ? How long will it take me to go there ?
આ રસ્તેથી ક્યાં જવાય છે ? Where does this road lead to ?
બજાર તરફ. To the market.
તમે રસ્તો ના ચુકતા. Don't miss the way.
હું મારો રસ્તો ચુક્યો છું. I have missed my way.
હું હજી બધી ગલીઓ જાણુતો નથી. I do not yet know all the lanes.
કોઇ દુકાન આગલ જઇને પુછો. Go to a shop and enquire.
આ બધો વખત સુધી તમે ક્યાં હતા ? Where had you been all this while ?
હું તેને ઘેર ગયો હતો પણુ તે મળ્યો નહીં. I went to his house but did not find him.
તમે ત્યાં કેટલે વાગતે ગયા હતા ? At what time did you go there ?
આજે સવારે સાત વાગતે. This morning at seven.
એટલો બધો વખત તમે શું કરતા હતા ? What had you been doing all this while ?
હું તેની રાહ જોતો હતો. I was waiting for him.
તે મને હમણુંજ મળ્યો. He met me just now.
તે ક્યાં ગયો હતો ? Where had he been ?
તે બજારમાં ગયો હતો. He had gone to the market.
મેં તેને કહયું કે તમારા ભાઇ સીક હતા. I told him that your brother was ill.
તે ઘણો ગુસ્સે થયો. He became very angry.

તે મારી સાથે ગુસ્સે છે. He is angry with me.

હું તમારી તરફેનમાં બોલયો છું. I have spoken in your favour.

આ જવાબ સાંભલીને તે ચુપ થઈ ગયો. He held his tongue on hearing this reply.

દરેક જણ તે જાણે છે. Every body knows that.

હું આવું ત્યાંસુધી થોભજો. Wait till I come.

હું નથી ધારતો કે તમે આવશો. I don't think you will come.

હું દુર નહીં જઈશ. I shall not go far.

હું અરધા કલાકમાં પાછો આવીશ. I shall be back in half an hour.

મારા પૈસા કયાં છે? Where is my money?

તમે તમારા પૈસા લીધા છે. You have taken your money.

તમે તેનાં પૈસા શું કામ નથી આપતા? Why don't you give him his money?

તમુને ને સવાલ પુછવાનો હક નથી. You have no right to put that question.

તે માણસને કંઈ આપો. Give something to that man.

તમારે પોતાને સારૂ એક રૂપીઓ લેવો. Take a Rupee for yourself.

તમને કંઇ વધારે જોઇએ છે? Do you want anything more?

ના, તમારી મેહેરબાંની થઇ. No, thank you

તમારી પાસે કેટલા રૂપીઆ છે? How many Rupees have you?

હું ધારૂં છું કે એટલી રકમ બસ નહીં થશે. I don't think this sum will suffice.

મને એટલા બધા પૈસા ના આપો. Don't give me so much money.

મારી પાસે પુરતા છે. I have enough.

મેં જે રકમ એને ઉછીની આપી હતી તે એનેપાછી વાલી. He returned me the sum that I had lent him.

તમે તેને તેના પૈસા પાછા આપ્યા કે ? Have you returned him his money ?

આ ખરાબ કુતરાને બાહેર કાઢો. Turn this bad dog out.

કદાચ તે મને કરડશે. Perhaps he will bite me.

તે કદી કરડતો નથી. He never bites.

મેં આ પક્ષિ સસ્તુ ખરીદયું છે. I have bought this bird cheap.

તમે એનું શું આપ્યું ? What did you pay for it ?

હું ધારૂં છું કે તેનું મેં કંઈ ઘણું દામ આપ્યું નથી. I don't think I have paid much for it.

તમે ઠગાઈ આવ્યા છો. You have been cheated.

હું બજારમાં જાઉં છું. I am going to the market.

મારે સારૂં એક ઘડિઆલ લાવજે. Buy a watch for me.

તે એનું શું માંગે છે ? What does he ask for it ?

એમાંથી તે કંઇ ઓછું કરશે ? Will he accept anything less than that ?

તમે દરજીને ત્યાં જાઓ છો ? Are you going to the tailor's?

તમારા દરજીની દુકાન ક્યાં છે ? Where does your tailor keep his shop ?

તમે દરજીને શું કામ બોલાવવા મોકલ્યો ? Why have you sent for the tailor ?

દરજી કપડાં લાવ્યો છે. The tailor has brought the clothes.

હમણાંજ મેં તમારા મીત્રને જોયો. I have just seen your friend.

જોકે હું આ બધો વખત થયો અહીંજ છું તોપણ મેં તેને જોયો નથી. I have not seen him though I have been here all this while.

હું તેને થોડા દહાડા પર મળ્યો. I saw him a few days ago.

હવે ચાલો આપણે જઇએ. Let us go now.

તમારી સાથે આવવાને મારાથી હાલ બનતું નથી. I find it inconvenient to accompany you just now.

કાલે તમે ત્યાં જશો કે ? Will you go there to-morrow?

કાલે હું તમારી સાથે ત્યાં આવીશ. I shall accompany you there to-morrow.

હું તેની સાથે આવ્યો છું. I have come with him.

તેઓ ક્યાં છે ? Where are they ?

તેઓ આપણી પછવાડે આવતા હતા. They were following us.

તમે ગાડીમાં આવ્યા કે ? Did you come in a carriage ?

નહીં, હું ચાલતો આવ્યો. No, I came on foot.

ચાલો આપણે ગાડીમાં બેસીને જઇએ. Let us go in a carriage.

ઘોડાવાલો ક્યાં છે ? Where is the coachman ?

તેને કહો કે ગાડી તૈયાર રાખે. Tell him to get the carriage ready.

ગાડી આવી કે ? Has the carriage arrived ?

ગાડી હજુર આવી નથી. The carriage has not yet arrived.

તમે બાહાર જાવો છો ? Are you going out ?

હું ચાર વાગતે બાહાર જઇશ. I will go out at four o'clock.

ઘોડાવાલાને કહો કે સવારીનો ઘોડો બાહાર લઈ આવે. Tell the groom to bring out the riding horse.

તમારો ભાઇ પુણેથી આવ્યો છે. Your brother has arrived from Poona.

તે તમારા જેવો છે. He is like you.

હું મારા ભાઈને મળવા જાઉં છું. I am going to see my brother.

તમે ત્યાં ગાડીમાં જશો કે ઘોડા ઉપર બેસીને ? Shall you go there in a carriage or on horse back ?

હું એક ગાડી ભાડે કરવા માંગું છું. I wish to hire a carriage.

ગાડી જલદી મંગાવો. Send for the carriage quickly.

તમે મને શું કહેતા હતા ? What were you telling me ?

આજે પુણેથી કોણ આવ્યું ? Who arrived from Poona to-day ?

મારો ભાઇ. My brother.

તેની સાથે બીજું કોણ છે ? Has he any one else with him ?

તેણે મારે સારૂં એક સુંદર ભેટ મોકલી છે. He has sent me a handsome present.

તે કયારે મોકલી હતી? When was it sent?

કાલે સહવારે. Yesterday morning.

તમે ઘણા નસીબવાલા છો. You are very fortunate.

શું તેઓ અસુખી છે? Are they unhappy?

ના, તેઓ ઘણું સુખી છે. No, they are very happy.

તે પોતાના બોલનો માણસ છે. He is a man of word.

શેઠ કાવશજી જાહેર માણસ છે. Mr. Cawasjee is a public man.

હું મારા ભાઈને લખું છું. I am writing to my brother.

તે કરવાને તેણે પોતાના ભાઈને હુકમ કીધો છે. He has ordered his brother to do it.

મેં તેને બસો રૂપીઆ આપ્યા છે. I have given him Rupees two hundred.

તે માણુસની ખાતરી નથી થઈ. That man is not satisfied.

મેં જે તમને કહયું છે તે કોઈને કહેતા ના. Don't mention what I told you to any body.

તે હું કોઈને કહીશ નહીં. I will tell it to no body.

તેને ના કહેતા. Don't tell him,

તે એક નીમકહલાલ માણુસ છે. He is a faithful man.

મેં એવું માણુસ કદી જોયું નથી. I never saw such a man.

તમે તમારૂં કામ કીધું કે? Have you done your work?

તે હું એક પલમાં કરવા માંડીશ. I shall commence doing it in a moment.

તમને કંઈ કામ કરવાનું નથી? Have you nothing to do?

તમે કેમ કહી શકો કે હું કશું કરતો નથી? How can you say that I am doing nothing?

તમે જોતા નથી કે હું આખો દહાડો કામ કરૂં છું? Don't you see that I am working all day?

તમે તે ક્યારે પુરૂં કરશો? When will you finish it?

તમે મને શું કામ ઠપકો આપો છો? Why do you blame me?

હું શું કરૂં? What can I do?

મને ફુરસદ નહીં મલી. I had no leisure.

મારેથી જે બને છે તે હું કરૂં છું. I do what I can.

તેણે શું કીધું? What did he do?

તેણે કાંઇ કીધું નહીં. He did nothing.

મારી ખાતરી છે. I am sure.

તમારી તે વીશે ખાતરી છે? Are you sure of it?

તમે એ માનો છો? Do you believe it?

તે ના માનતા. Don't believe that.

હું તે નથી માનતો. I do not believe it.

હું તમારૂં માનું છું. I believe you.

મેં તે માન્યું નહીં. I did not believe it.

તે સાચું છે. That is the truth.

તે કામ સારીપેઠે કરો. Do that work well.

આ બહુ કઠણ કામ છે. This is a very difficult work.

તેણે આપવાને કબુલ કીધું છે. He has promised to give.

તમારી ખાતરી થઇ કે? Are you satisfied?

તમારૂં અહિંયાં કંઇ કામ નથી. You have no business here.

આ કોણે કીધું? Who did this?

મેં કીધું, સાહેબ. I did it, sir.
તમને કોણે કહયું કે તે કરજો ? Who told you to do that?
તમે આ બધું ખરાબ કીધું. You have spoilt this all.
મારી વસ્તુઓને તમારે હાથ લગાડવો નહીં જોઇએ. You must not touch my things.
શું તેઓ પુણે જાય છે ? Are they going to Poona ?
નહીં, તેઓ નથી જતા. No, they are not going.
તમે પુણે જાઓ છો ? Are you going to Poona ?
તમે પુણે ક્યારે જશો ? When will you go to Poona ?
તે ચોકસ નથી. It is uncertain.
મારો કાલે જવાનો વીચાર છે. I intened to go to-morrow.
તમે ત્યાં રહેવા જાઓ છો ? Are you going to reside there ?
ના, પુણામાં હું ફ્કત થોડા દહાડા રહીશ. No. I shall remain in Poona only for a few days.
પુણામાં તમારાં કોઇ સગાં છે ? Have you any relatives in Poona ?
મારો બાપ હમણાં પુણામાં છે. My father is now at Poona.
તમે પુણે શા સારૂ જાઓ છો ? What takes you to Poona?
હું ત્યાં કામને સારૂ જાઉં છું. I am going there on business.
હું ત્યાં હવા ખાવા જાઉં છું. I am going there for a change of air.
તમે પાછા ક્યારે આવશો ? When will you return ?

હું થોડા દહાડામાં પાછો આવીશ. I shall be back in a few days.

તે ક્યાં ગયો છે? Where has he gone?

તે પુણે ગયો છે. He has gone to Poona.

તે ક્યારે આવશે? When will he come?

તે આજે આવશે. He will come to-day.

તમે તે કેમ જાણ્યું? How do you know that?

કારણ કે હું પુણેથી આવ્યો છું. Because I have come from Poona.

તમને પુણું કેવું લાગે છે? How do you like Poona?

મને તે શેહેર ઘણું ગમે છે. I like that town very much.

પણ મને મુંબઇ વધારે સારૂં લાગે છે. But I like Bombay better.

આવતે મહીને હું પુણે જઇશ. Next month I shall go to Poona.

હુંબી તમારી સાથે આવીશ. I too will come with you.

હું તમને મેહેનત આપું છું તેથી મને માફ કરો. Excuse me for the trouble I am giving you.

મેહેરબાંની કરીને આટલું મારે સારૂ કરશો? Will you kindly do this for me?

મારી ઉપર એટલી મેહેરબાંની કરો. Do me this favour.

તમે ઘણા માયાળુ છો. You are very kind.

તે સેહેલી બાબદ છે. It is an easy matter.

તમે એને બચાવવાને ફોકટની તજવીજ કરો છો. You are trying in vain to save him.

તે શું કહે છે તે મને કહો. Tell me what he says.

તે કંઈ ખાનગી છે. It is something private.
શું કરવું તે હું જાણુતો નથી. I do not know what to do.
મેં તે પર ધ્યાંન નથી આપ્યું. I have paid no attention to it.
તમારી સલાહ શું છે? What is your advice?
તમે તે વીશે વીચાર કરજો. You must think over it.
તમે તે વીશે શું ધારો છો? What do you think of it?
હું તમારી સાથે મલતો થાઉં છું. I agree with you.
હું તમારાં મતને મલતો નથી. I do not agree with you.
તે તમારી સાથે મલતો થશે. He will agree with you.
એદલજી મારી સાથે મલતો થતો નથી. Eduljee does not agree with me.
હું તમારાં મતને મલતો છું. I am of your opinion.
આપણે શું કરશું? What shall we do?
તમારે શું કરવું છે? What have you to do?
તમારે ગમે તેમ કરો. Do as you please.
હું કાંઇ કરી શકતો નથી. I can't help it.
મેં તમને કહ્યું તેમ તમે ખચીત કરો. You must positively do as I told you.
હું શું કરીશ? What shall I do?
મારે કશું કરવાનું નથી. I have nothing to do.
તે હું કરીશ. I shall do it.
હું તમને મહેનત આપવાને દલગીર છું. I am sorry to put you to trouble.
તે વીશે તમને કાંઇ શક છે? Have you any doubt about it?

કંઈજ નહીં. Not the least.
હું તમારી ઉપર ભરોસો રાખું છું. I rely upon you.
તે હું ખુશીથી કરીશ. I shall do it with pleasure.
આપણે તે વીશે બીજી વખત વાત કરશું. We will talk about it another time.
મારે તમને થોડા શબ્દો કેહેવા છે. I have a few words to tell you.
મારે કાંઈ તમને બહુ અગત્યનું કહેવું છે. I have something very important to tell you.
શું તે કંઈ ખાનગી છે? Is it anything private?
તે વીશે મને ના કહો. Don't tell me about it.
તે વીશે મને ના પુછો. Don't ask me about it.
તે વીશે હું કાંઇ જાણતો નથી. I know nothing about it.
તમે તે નથી જાણતા? Don't you know that?
હું નહીં જાણતો. I don't know.
મેં એમ સાંભલ્યું. I heard so.
તમે એ ખબર ક્યારે સાંભળી? When did you hear this news?
હું બાહાર ફરવા ગયો ત્યારે. While I was out for a walk.
તે ઘણું ખરાબ છે. That is too bad.
તે એવી ચીજ નથી. It is not such a thing.
તે એક ભુલ છે. It is a mistake.
તમે તે વીશે તપાસ કરશો? Will you inquire about it?
હા, તે વીશે હું તપાસ કરીશ. Yes, I will inquire about it.
તમારે તે વીશે તપાસ કરવી જોઈએ. You should inquire about it.

આપણે જરૂર તપાસ કરીશું. We will positively inquire.
જઇને તપાસ કરો. Go and inquire.
હું ત્યાં ફરીથી જઇશ. I shall go there again.
તમે શું કામ આવ્યા છો ? Why have you come ?
તમારે મને કંઇ કેહેવું છે ? Have you any thing to say to me ?
મારી સાથે વાત કરવા માંગો છો ? Do you wish to speak to me ?
હા, હું તમને કાંઈ કહેવા માંગું છું. Yes, I wish to tell you something.
મારે તમને કંઇ ખબર કહેવી છે. I have some news to tell you.
મેહેરબાની કરીને તે વીશે મને જણાવજો. Please inform me of it.
હું તમને જણાવીશ. I will let you know.
તમે તમારો વીચાર ફેરવ્યો કે ? Have you changed your opinion ?
તે વીશે મને કોઈ ઠપકો આપશે નહીં. No one will blame me for that.
તેણે મને ઘણી મેહેનત આપી. He gave me much trouble.
હું મારી ફરજ બજાવવાને ચુકીશ નહી. I shall not fail to do my duty.
અમે તમુને એવું કરવા નહીં દઇશું. We will not allow you to do that.
હું તેની સાથે એટલો સખત રેહેતો નથી. I am not so strict with him.

તેણે મને હસીને જવાબ આપ્યો કે તેને બધું સરખું હતું. He answered me laughing that it was all the same to him.

તમે કોણને વીશે વાત કરો છો? Of whom do you speak?

હું મારા બાપ વીશે બોલું છું. I speak of my father.

તે વીશે તમારે તેની સલાહ પુછવી જોઈએ. You should ask his advice in the matter.

તમુને એ બાબદમાં ખરાબ સલાહ મલી છે. You have been ill-advised in this matter.

તમારે તેની પાસે જવું જોઈતું હતું. You should have gone to him.

હું તમારે માટે શું કરૂં તે કહો. Tell me what I can do for you.

તમે તેને શું કામ નથી કહેતા. Why don't you tell him.

હમણા મેં કહયું તેમ. As I said just now.

તે ઘણો મગરૂર છે. He is very proud.

તમે શું કહયું ? What did you say ?

તમે શું કહો છો ? What do you say ?

હું કાંઈ કેહેતો નથી. I say nothing.

તમે કોણને કહો છો ? Whom are you speaking to ?

હું ફરાંમજીને કહું છું. I am speaking to Framjee.

હું શું કહેવાનો હતો ? What was I going to say ?

હમણાં તમે ઘેર જાઓ છો કે ? Are you going home just now ?

એટલી ઉતાવલ ના કરો. Don't be in such a hurry.

જરા આશાએસ લેવો. Rest a while.

મેહેરબાની કરીને મને કહો. Please tell me.
હું તમને વિનંતી કરૂં છું. I entreat you.
કેટલા વાગ્યા છે? What o'clock is it?
નવ વાગવાની તૈયારીમાં છે. It is close upon nine.
મોડું થાય છે. It is getting late.
તમે બાહેર કેટલે વાગતે જાઓ છો? At what hour do you go out?
હું દશ વાગતે બાહેર જઈશ. I shall go out at ten o'clock.
તમને કોણે કહયું? Who told you?
તેણે મને નથી કહયું. He did not tell me.
કયા ગ્રહસ્થે તે તમને કહયું? What gentleman has told you this?
તમે તેને શું કામ કહયું? Why did you tell him?
એમ મેં નથી કહયું. I have not said so.
તેણે મારા દેખતાં એમ કહયું. He said so in my presence.
એમ કેહેવામાં તેની મતલબ શું હતી? What did he mean by saying so?
મારે બધું સરખું છે. It is all the same to me.
તમે તેને વીશે કાંઇ ખબર સાંભલી છે? Have you heard any news of him?
લાંબો વખત થયો તેને સારૂ મેં કાંઈ સાંભલ્યું નથી. I have not heard anything about him for a long time.
તમને કોઇ પુછે છે. Somebody asks for you.
મારે સારૂ કોણ ખોટી થાય છે? Who is waiting for me?
આ માણુસ તમારી સાથે વાત કરવા માંગે છે. This man wishes to speak to you.

તમે મારે સારૂ ખોટી થાઓ છો ? Are you waiting for me ?

મારે સારૂ એક મીનીટ સબુર કરો. Wait a moment for me.

તમે તે કરવાને શક્તિવાંન છો કે ? Are you able to do that ?

હું યત્ન કરી જોઇશ. I will try.

કોઈબી તે કરી શકે. Any one can do it.

એમાં શું કરવાનું છે ? What is there to be done ?

તમે ફતેહ પાંમ્યા ? Did you succeed ?

હું નસીબ અજમાવી જોઇશ. I shall take a chance.

તમે તે કરવાને કદી શક્તિવાંન થશો નહી. You will never be able to do it.

એમ તો તમે કદી ફતેહ પાંમશો નહી. In this way you will never succeed.

જયાંસુધી તમે મને મદદ કરશો નહી, ત્યાંસુધી હું તે કરી શકશ નહી. Unless you help me I shan't be able to do it.

કોઈ નહીં પણ તમે ફતેહ પાંમશો. None but you can succeed.

મેં ધાર્યું તેના કરતાં તમે વધારે હુશીયાર છો. You are more clever than I thought.

તમે ધારો છો તેટલું તે મુશકેલ નહીં પડશે. It will not be so difficult as you think.

ખુશીથી અથવા વગર ખુશીથી પણ તે તમારે કરવું જોઇએ. You must do it whether willingly or unwillingly.

હું દરકાર નથી કરતો. I don't care.

તમે એટલા બધા અજાએબ શું કામ થાવો છો? Why are you so much surprised?

હું અજાએબ થાઉંછું કે આ શું છે. I wonder what this is.

જો તમને તે ગમતું હોય તો લેવો. You may take it if you like.

તે કહે છે તેના કરતાં તે વધારે જાણે છે. He knows more than what he says.

તે એક ગરીબ માણસનો છોકરો હતો. He was a poor man's son.

તે ઘણો હુશીયાર છે. He is very clever.

તે મારો ભાગ્યો છે. He is my partner.

તમે શું ધંધો કરો છો? What business are you doing?

હું દુકાંનકાર છું. I am a shop-keeper.

તે મારૂં ઘરાક છે. He is my customer.

તે તમારાં કરતાં ઘણું સારૂં જાણે છે. He knows much better than you.

તે એક વેપારી છે. He is a merchant.

આ તમારા સવાધીનમાં લેવો. Take this in your charge.

હું આ બાકશ લઈ જાઊં છું. I take away this box.

મને તે કોઇને આપવાનો હુકમ નથી. I have no order to give it to anybody.

મારો શેઠ મને ઠપકો આપશે. My master will blame me.

તેનો જવાબદાર કોણ છે? Who is responsible for that?

તમે તેના જવાબદાર છો. You are responsible for that.

હું તેનો જવાબદાર નથી. I am not responsible for it.

એનો ખોલાસો તેની પાસેથી માંગો. Ask him to explain this.
આ તમને કોણે આપ્યું ? Who gave you this ?
તેણે મને એ સાટાંમાં આપ્યું છે. He has given it to me in the bargain.
મને એક કાગલનો તાવ આપો. Give me a sheet of paper.
મને થોડા કાગલના તાવ જોઇએ છે. I want a few sheets of paper.
આ બેપારી કાગલ અને શાહી વેચે છે. This merchant sells paper and ink.
શું આ શાહીની બાટલી છે ? Is this an ink bottle ?
તમે મને કહેશો કે ઘોડાની બજાર કયાં છે ? Will you tell me, where the horse market is ?
તે અંગ્રેજી ભાશાનો શિક્ષક છે. He is a teacher of the English language.
તમે અહિયાં શું કામ ઉભા છો ? Why do you stand here ?
રસ્તામાંથી ખીસો. Move out of the way.
હું અહિયાં ઉભો રહું તો તમને કંઇ અડચણ છે ? Have you any objection if I stand here ?
કંઈજ નહીં. Not the slightest.
હું અહિયાં બેશું તો તમને કાંઈ અડચણ છે ? Have you any objection to my sitting here ?
તેમાં મને કાંઇ અડચણ નથી. I have no objection to it.
રાજે અને રાણી પૈસાવાલાં છે. The king and qeen are rich.
તમે પરણીઆ છો કે ? Are you married ?

નહીં, હું કુંમારો છું. No, I am a bachelor.

તમે કયારે લગન કરવાના છો? When are you going to be married?

હમણાં હું પરણવા નથી માંગતો. I don't like to marry now.

એમ કેમ? Why so?

તેણી પરણેલી છે કે? Is she married?

તેણી રંડાએલી છે. She is a widow.

અને પેલો શખ્સ? And that fellow?

તે પણ રંડાએલો છે. He is also a widower.

આજે મારી સાલગરેહ છે. To-day is my birth-day.

આ નવું શાલ તમને મુબારક હોજો. I wish you a happy new year.

હું લગનમાં જાઉં છું. I am going to a marriage party.

તમે ત્યાં જમશો કે? Will you dine there?

હું ત્યાં જમીશ નહીં. I shall not dine there.

તમે પણ આવો છો કે? Are you coming also?

હું કપડાં પહેરવા જાઉં છું. I am going to dress.

મારી રાહ જોજો. Wait for me.

જરા મારી રાહ જોશો કે? Will you wait for me a little?

હા, હું તમારે સારૂ ખોટી થઈશ. Yes, I will wait for you.

પાછા આવતાં વાર ના લગાડતા. Don't be long in coming back.

મને ઘણીવાર ખોટી ના કરતા. Don't keep me waiting long.

હું તમારે વાસ્તે ઘેર આગળ ખોટી રહયો. I waited at home for you.

અમે વરશાદને લીધે ઘેરમાં રહ્યા. We stayed at home on account of the rain.

મને તમારૂં કાગલ પુગ્યું નહીં હતું. I had not received your letter.

કાલ સુધી અહિયાં રહો. Remain here till to-morrow.

મેં તેને ચીઠી લખી છે. I have written a note to him.

તમે મારા પરોણાંને ઓળખો છો ? Do you know my guest ?

તેવણ તેજ ગ્રહસ્થ છે કે જેવણ આજે સવારે આવ્યા. That is the same gentleman who came this morning.

## પરચુટણ સવાલો.

શું તે રસ્તાઓ સારા છે ? Are the roads good ?

મારે માટે તપાલ મારફતે કાંઈ કાગલો આવ્યાં છે ? Have any letters for me arrived by the post ?

તમે અજાણ્યા છો ? Are you a stranger ?

તમે દરીઆથી બીહો છો ? Are you afraid of the sea ?

તમને આ બાઈ સાથે ઓળખાંણ છે ? Are you acquainted with this lady ?

આગબોટ કેટલે વાગતે ઉપડે છે ? At what time does the steamer start ?

આપણાથી અંદર જવાશે ? Can we go in ?

હું તમારી ઉપર ભરોસો રાખું ? Can I rely on you ?

તમે તરી શકશો ? Can you swim ?

તમે મને દીવાસલીની પેટી આપશો ? Will you give me a match-box ?

તમે ધારો છો કે આપણુને તેમ કરવાનો વખત મલશે ? Do you think we shall have time to do that ?

તમે બીડી પીઓ છો ? Do you smoke ?

તમે બીલીઅરડ રમો છો ? Do you play billiards ?

તમે ઘંટ સાંભળો છો ? Do you hear the bell ?

તમે મીસ્તર "એન" ને ઓળખો છો ? Do you know Mr. N. ?

તમે જાંણો છો તે કયાં છે ? Do you know where he is ?

આગગાડી આવી પોહોંચી કે ? Has the train arrived ?

તપાળ આવ્યો કે ? Has the post come ?

દુધવાલો આવી ગયો કે ? Has the milkman been here ?

તમારો દોસ્ત આવ્યો ? Has your friend come ?

તમે તેને પુછયું ? Have you asked him ?

તમે તેને તેડું કીધું ? Have you invited him ?

તમે તે આગબોટ જોઇછે ? Have you seen that steamer?

તમે આંકડો લાવ્યા ? Have you brought the bill ?

તમને મારી સાથે આવવાને વખત છે ? Have you time to accompany me ?

તમે કોઇ દહાડો પુણે ગયા હતા ? Have you ever been to Poona ?

તમારાં પાસે કંઈ ફાલતુ ઓરડા છે ? Have you any spare rooms ?

તમે તે બધું પુરૂં કરી ચુકયા છો ? Have you finished it altogether ?

તમારી પાસે કંઇ છુટું છે ? Have you any change ?

તમે કેવી રીતે આવ્યા ? How did you come ?

લંડન કેટલું દુર છે ? How far is London ?

તમને આ ગામ કેવું લાગે છે ? How do you like this town ?

તમે અહિંયાં કેટલી બધી વખત આવ્યા છો ? How often have you been here ?

આપણે વખત કેમ ગુજારશું ? How shall we pass the time?

આપણે અહિયાં કયાં સુધી રહીશું ? How long will we stop here ?

મારે કેટલો વખત ખોટી થવું પડશે ? How long shall I have to wait ?

તે પુરતું છે કે ? Is that enough ?

હું તમને પુછું, સાહેબ ? May I ask you, sir ?

આપણે ચાલશું કે ઘોડા ઉપર બેસશું ? Shall we walk or ride ?

આપણે પેલી નદી ઓલંગશું ? Shall we cross the river?

મારે કોણને કહેવું જોઇએ ? To whom should I speak ?

એટલે ? What do you mean ?

તમે તેને શું કહો છો ? What do you call that ?

તે શેહેરનું નામ શું ? What is the name of that city?

મારે કેટલે વાગતે ઉઠવું જોઈશે ? At what time shall I have to get up ?

સહવારે તમે કયારે ઉઠો છો ? At what time do you get up in the morning ?

તમારે મને શું કહેવું છે ? What have you to say to me ?

તમારાં ઘડિઆળમાં કેટલા વાગ્યા છે ? What is the time by your watch ?

આને ઈંગ્રેજીમાં શું કહેછે ? What is this called in English?

એ શું કામમાં આવે છે ? For what purpose is it used ?

તમે કોટમાં શું કામસર જાઓ છો ? What business takes you to the Fort ?

તે કેઈ જાતનો મેવો છે? What kind of fruit is that?
તમે ક્યાં જવા માંગો છો? Where do you wish to go?
તમે ક્યાં ગયા હતા? Where had you been?
ક્યારે અને ક્યાં તે બન્યું? When and where did it happen?
આપણે પાછા ક્યારે ફરશું? When shall we return?
તમારો ક્યારે નીકળવાનો વીચાર છે? When do you mean to start?
તમે પાછા ક્યારે આવ્યા? When did you return?
આ કોણની ટોપી છે? Whose hat is this?
તમે તે શું કામ કીધું? Why did you do that?
તમે મારે સારૂ ખોટી થશો? Will you wait for me?
તમે મારી સાથે આવશો? Will you come with me?
તમે મારી સાથે શેહેરમાં આવશો? Will you accompany me to the city?
તમે અહિયાં રહેશો કે? Will you stay here?
તમે બીડી પીશો કે? Will you have a cigar?
હું તમારે સારૂ શું કરી શકું? What can I do for you?
તે શું કહે છે? What does he say?
તેઓ શું કહે છે? What do they say?
તેનું નામ શું? What is his name?
હમણાં તમારે ક્યાં જવું છે? Where have you to go now?
તમે મને તમારી સાથે લઇ નહીં જશો? Will you not take me with you?
તમે હમણાં તે કાગળ લખો છો? Are you writing the letter now?

તમે બાગમાં નથી ગયા કે ? Have you not been in the garden ?
તમને ફ્રેંચ કોણે શીખવ્યું ? Who taught you French ?

---

## સવાલ જવાબ.

તેઓ ક્યાં છે ? Where are they ?
તેઓ બાગમાં છે. They are in the garden.
તમે માસ્તર છો ? Are you a teacher ?
ના, હું નથી. No, I am not.
તે માણસ પાસે કંઇ પૈસા છે ? Has the man any money ?
ના, તે ગરીબ છે અને તેની પાસે કંઈ પૈસા નથી. No, he is poor and he has not any money.
પેલો ઉંચો ગ્રહસ્થ તમારો કાકો છે ? Is that tall gentleman your uncle ?
હા, સાહેબ, તેવન મારા કાકા છે. Yes, Sir, he is my uncle.
શું તમારાં માએ દેશમાં છે? Is your mother in the Mofussil ?
નહીં સાહેબ, તેણી અહિયાં છે. Nò Sir, she is here.
તમારી બેહેન શું લખે છે ? What does your sister write ?
તેણી પોતાનાં કાગળનો જવાબ લખે છે. She writes an answer to her letter.
હાલ તમારો ભાઈ કેમ છે ? How is your brother at present ?

માફ કરજો, તે તદન સારી પેઠે છે. He is quite well, thank you.

તમે અહિયાં પાછા કયારે આવશો, આજે કે આવતી કાલે ? When will you come here again to-day or tomorrow?

પરમ દહાડે. The day after tomorrow.

આ કોણની શબી છે ? Whose portrait is this ?

મારા બાપની. My father's.

ગઇ કાલે સાંજે તમે કયાં હતા ? Where were you yesterday evening ?

હું છ વાગ્યા સુધી મારી આફીશમાં હતો. I was at my office till six o'clock.

તમે ત્યાં કેટલા વાગ્યા સુધી હતા ? Till what hour were you there ?

હું આંઠ વાગ્યા સુધી ત્યાં હતો. I was there till eight o'clock.

તમે હમણા બીજે કેઠે જાઓ છો ? Do you go any where else now ?

હા, હું બીજે કેઠે જાઉં છું. Yes, I go somewhere else.

હમણાં બીજે કેઠે જતા ના. Do not go any where else now.

કાંય નહીં ? Why not ?

તમે મારી પાસે કયારે આવશો ? When will you come to me?

જો મને વખત મલશે તો હું આજે સાંજે તમારે ત્યાં આવીશ. I will come to you this evening if I have time.

તમે કોણને ત્યાં જવા માંગો છો ? To whom do you wish to go ?

હું મારા કાકાને ત્યાં જવા માંગું છું. I wish to go to my uncle's.

તમે કોણને પુછો છો? Whom are you asking for?
હું તે બાઈને પુછું છું. I am asking for that lady.
તમે આ કાગલ વાંચી શકશો? Can you read this letter?
હું ધારૂ છું કે હું તે વાંચી શકીશ. I think I can read it.
તમે મને શું કહેવા માંગો છો? What do you wish to tell me?
તમે મને થોડા પૈસા ઉછીનાં આપવાને મેહેરબાંની કરશો? Can you do me the favour to lend me some money?
હું દલગીર છું કે હાલ હું તેમ કરી શકતો નથી. I am sorry I cannot do so at present.
તમે શેહેરમાંથી આવો છો? Do you come from the city?
હા, હું ત્યાંથી આઊં છું. Yes, I come from there.
તમે કોણને ઠપકો આપો છો? Whom do you blame?
હું મારા ચાકરને ઠપકો આપું છું. I blame my servant.
તમારો ભાઇ ઘેરમાં છે કે? Is your brother at home?
તે હજી ઘેર નથી આવ્યો, પણ તે જલદી ઘેર આવશે. He has not yet returned home, but will do so soon.
તે નાની છોકરી શું પીવા માંગે છે? What does the little girl wish to drink?
તેણી થોડું દુધ પીવા માંગે છે. She wishes to drink [some milk.
તે ઇંગ્રેજ ગ્રહસ્થે તમને શું જવાબ આપ્યો? What answer did the English gentleman give you?
તેણે કઇ જવાબ આપ્યો નહીં. He did not give me any answer.
શું તેણે એમ નહીં કહ્યું, કે તે મારી પાસે આવશે? Did he not say, he would come to me?

નહીં, સાહેબ, તેને કશું કહયું નહીં. No, Sir, he did not say anything at all.

તમે આગલ તેને જોયો છે? Did you ever see him before?

મેં તેને કયાંક જોયો છે. I have seen him some where.

તમે તે બાબદ વીશે બોલ્યા? Did you broach that subject?

તેમ કરવાને અમને વખત મલ્યો નહીં. We had no time to do so.

તમે બજાર તરફ ગયા હતા કે? Had you been to the market?

હું ત્યાં ગયો નથી. I have not been there.

તમે ચાએનાં પૈસા આપ્યા કે? Have you paid for the tea?

મેં કાફીનાં પૈસા આપ્યા છે, પણ ચાએનાં આપ્યા નથી. I have paid for the coffee, but not for the tea.

તમે તે પૈસા કોણુને આપ્યા? To whom did you give the money?

મેં શોરાબજીને આપ્યા. I gave it to Sorabjee.

તમે તે વીશે કઇ નવું જાણો છો? Do you know any thing new about the matter?

નહીં, બાઇ. No, Madam,

તમે આ બીંડદી કોણુને મોકલો છો? To whom do you send this parcel?

હું તે ચોપડી વેચનારને મોકલું છું. I send it to the book seller.

---

## મુલાકાતને લગતા વાકયો.

બારણું કોણ ઠોકે છે? Who knocks the door?

જુઓ, ત્યાં કોણ છે. See, who is there.

કોઇ શેઠ તમને મલવા માંગે છે. A gentleman wishes to see you.

તેને કહો કે અંદર આવે. Tell him to come in.

હું એખલોજ છું. I am alone.

મેં તમુને લાંબે વખતે જોયા છે. I have seen you after a long time.

તમે કેમ છો ? How do you do ?

સારી પેઠે. Very well.

હું આશા રાખું છું, કે તમે સારીપેઠે હશો. I hope you are well.

હા, ઉપકાર થયો. Yes, thank you.

હું તમુને જોઈને ઘણો ખુશી છું. I am very glad to see you.

ભલે આવ્યા. You are welcome.

છોકરા, એક ખુરશી લાવ. Boy, bring a chair.

મેહેરબાની કરીને ત્યાં બેસો. Please take your seat there.

તમે કયારે આવ્યા ? When did you arrive ?

ગઈ કાલે સાંજનાં. Yesterday evening.

તમે પુણે હતા કે ? Were you at Poona ?

તમે કોણની સાથે આવ્યા ? With whom did you come?

હું મારાં બધાં કુટુંબ સાથે આવ્યો છું. I have come with my whole family.

તમારૂં કુટુંબ કેમ છે ? How is your family ?

બધાં સારી પેઠે છે. All are well.

તમારા કાકા કેમ છે ? How is your uncle !

તે આજારી છે. He is sick.

હું તેવણને સારૂં દલગીર છું. I am sorry for him.

લાંબો વખત થયો મેં તમારા કાકાને જોયા નથી. I have not seen your uncle for a long time.

બીજી શું ખબર? What other news?

કંઈ જાણવા જોગ નથી. None worth mentioning.

ફરાંમજીનાં ધણીઆંણી કયાં છે? Where is Mrs. Framjee?

તેણી હમણાંજ બાહેર ગેઇ. She has just gone out.

તેણીને મારી સલાંમ કહેજો. Give her my best compliment.

એક પ્યાલું ચાહે પીશો? Will you take a cup of tea?

એક ગલાસ દારૂ પીશો? Will you have a glass of wine?

નહીં, માફ કરો. No, thank you.

એક ગાડી મંગાવો. Send for a carriage.

તે તૈયાર છે. It is ready.

તમે એને શું આપવાનું પઠયું છે? What have you agreed to pay him?

મેં તેને અરધો રૂપીઓ પઠયો છે. I have agreed to pay him half a rupee.

ઠીક, હું જાઉં છું. Well, I am going.

આ ટુંકી મુલાકાત માટે અમે તમારો ઉપકાર માંનીએ છીએ. We thank you for this short visit.

ઘેરમાં બધાંને મારી સલાંમ કહેજો. Present my compliments to all at home.

કોચમેન, મને કોલાબે હાંકી જા. Coachman, drive me to Colaba.

જલદી હાંક. Drive fast.

આસ્તે હાંક. Drive slow.

કોચમેન ઉભો રેહે મારે ઉતરવું છે. Stop, coachman, I wish to get out.

ગાડીવાલાને અરધો રૂપીઓ આપો. Pay half a rupee to the driver.

તે નથી લેતો. He does not accept it.

તે શું માંગે છે ? What does he demand ?

તે એક રૂપીઓ માંગે છે. He demands a Rupee.

નહીં, અરધો રૂપીઓ પુરતો છે. No, half a Rupee is quite sufficient.

## ખાવા પીવાને લગતા વાકયો.

ચાહ તૈયાર છે કે ? Is the tea ready ?

તે એક પલમાં તૈયાર થશે. It will be ready in a minute.

મારે સારૂં થોડી ચાહ બનાવો. Make some tea for me.

તમે નાસ્તાની વખતે કાફી પીશો ? Will you have coffee at breakfast ?

નહીં, હું ચાહ પીવશ. No, I will have tea.

ફક્ત અરધું પ્યાળું. Half a cup only.

પેલું પ્યાળું રકાબી આપો. Hand me that cup and saucer.

આ દુધ સારૂં નથી. This milk is not good.

મને દુધની કાફી ગમે છે. I like coffee mixed with milk.

દુધ વગરની કાફી સવાદ લાગતી નથી. Coffee without milk is not palatable.

મને બીજી ખાંડ આપો. Give me some more sugar.

ખાંડ હવે બાકી રહી નથી. There is no more sugar left.

આપણે નાસ્તો ક્યારે કરશું ? When shall we breakfast ?

નાસ્તો તૈયાર કરો. Prepare the breakfast.

નાસ્તાને વાસ્તે તમને શું જોઇએ છે ? What will you have for breakfast.

પાંઉ, માખણ, ઇંડાં અને કાફી. Bread, butter, eggs and coffee.

તમે મલાઇ લેશો. Will you have some cream.

નહીં, હું જેલી લઈશ. No, I will have some jam.

કંઇ બીજું વધારે માખણ છે ? Is there any more butter ?

મને થોડું આપો. Give me some.

હું ચાહ નથી પીતો. I do not drink tea.

ખાનું તૈયાર કરો. Get the dinner ready.

બબરચીને પુછો ખાનું તૈયાર છે. Ask the cook if the dinner is ready.

ખાનું હજી તૈયાર નથી. The dinner is not ready yet.

તમે ખાવાનું કેમ નહીં બનાવ્યું ? Why did you not prepare the dinner ?

ખાનું ક્યારે તૈયાર થશે? When will the dinner be ready ?

હું બહુ ભુખ્યો છું. I am very hungry.

તમે ભુખ્યા છો ? Are you hungry ?

તમે કેટલે વાગે જમો છો ? At what hour do you dine ?

જમવાનો વખત થયો. It is the time for dinner.

તમે મારી સાથે એક ગલાશ દારૂ લેશો ? Will you take a glass of wine with me ?

હું તમારી માંગની મોટા ઉપકાર સાથે કબુલ રાખું છું. I accept your offer with great pleasure.

તેબલ ઉપર કપડું પાથરો. Lay the cloth on the table.
આ ટમલર સાફ કરો. Clean this tumbler.
તેણે ટમલર ભાંગી નાખ્યું છે. He häs broken the tumbler.
બીજું ગલાશ લાવો. Bring another glass.
મારી પાસે છરી કાંટો નથી. I have no knife and fork·
પેલો ચમચો અહિં લાવો. Bring that spoon here.
ખાનું કાઢયું છે. The dinner is laid on the table.
તમે જમશો કે ? (બપોરનું) Will you have some tiffin ?
આ બાટલી ઉઘાડો. Open this bottle.
કાગઈસકોરૂ કયાં છે ? Where is the corkscrew ?
તમને જરમન બીર ગમે છે ? Do you like German beer ?
આ ઉંચો બીર છે. This is excellent beer.
તમે એક ગલાશ બીર લેશો ? Will you take a glass of beer ?
નહીં, મને વીસકી ગમે છે. No, I like whisky.
થોડું બરફ મંગાવો. Send for some ice.
તમને શું ગમે છે સોડા કે લેમોનેડ ? What do you like soda or lemonade ?
મને લેમોનેડ ગમે છે. I like lemonade.
જરા બીજે વધારે લેશો ? Will you take some more ?
મને પાઉંની એક કાતરી આપો. Give me a slice of bread.
મને બીજા ચાવલ આપો. Give me some more rice.
આ કારી તીખી છે. This curry is hot.
આ સારી મરઘી છે. This is a good fowl.
હું માંઉંશનો શોખીન નથી. I am not fond of meat.
હું ભાજી તરકારીનો શોખીન છું. I am fond of vegetables.

તે મીઠાઇનો શોખીન છે. He is fond of sweetmeat.
આ કેઇ જાતની માછલી છે ? What kind of fish is this ?
તમને સરકો જોઈએ છે ? Do you want vinegar ?
નહીં, મને થોડું અચાર આપો. No, give me some pickle.
આ રાઈ સારી છે કે ? Is this mustard good ?
આ બીસ્કોટ ઘણી કઠણ છે. These biscuits are very hard.
આ કેક સારાં નથી. These cakes are not good.
તમે આ પનીર કેમ નહીં ખાતા ? Why do you not partake of this cheese ?
હું કદી પનીર નથી ખાતો. I never eat a cheese.
તે સારૂં નથી. It is not good.
તમને મેવો ગમે છે ? Do you like fruit ?
મને તે ઘણો ગમે છે. I like it very much.
તમે થોડો મેવો તેબલપર કેમ મુકયો નથી ? Why have you not put some fruit on the table ?
આ કેરી કાપો. Cut this mango.
તે કાચી છે. It is unripe.
નહીં, તે પાકી છે. No, it is ripe.
એ ઘણી મીઠી છે. It is very sweet.
આ નારંગી ખાટી છે. This orange is sour.
મને તેમાંથી થોડી ચાખવા આપો. Give me some of it to taste.
આ કેળું છોલો. Peel this plantain.
મને થોડા સપરચંદ ખાવા ગમે છે. I like to eat some apples.
આ માંટલામાં પાણી નથી. There is no water in this earthen vessel.

હું બહુ તરસ્યો છું. I am very thirsty.
મને થોડું પીવાનું પાણી આપો. Give me some water to drink.
અહિયાં પીવાનું પાણી છે. Here is some drinking water.
આ ટમલરમાં થોડું પાણી નાખો. Pour some water into this tumbler.
બસ કરો. That will do.
તમે જમતા નથી. You are not eating.
મેં પુરતું ખાધું છે. I have eaten enough.
હવે મારૂં પેટ ભરાઇ ગયું છે. I am quite satisfied now.
મને પાન સોપારી આપો. Give me pan sooparee.
તમે તપકીર સુંગો છો ? Do you take snuff ?
મને એક ચમતી આપજો. Give me a pinch.
તેણે ઘણો દારૂ પીધો છે. He has drunk much wine.
તે જમે છે. ( રાતનું ) He takes his supper.
તમે જમયા કે ? (રાતનું) Have you supped ?
હું જમવા જાઉ છું ( „ ) I am going to sup.
તે ચાહ પીએ છે. He drinks tea.
તમે ચાહ પીઓ છો કે કાફી ? Do you take tea or coffee ?
હું આશા રાખું છું કે કાલે તમે અમારી સાથે જમશો. I hope, you will dine with us to-morrow.
મારેથી આવવાને બનશે નહીં. I will not be able to come.
હું રોકાએલો છું. I am engaged.
ચાલો આપણે રીફ્રેશમેંત લઇએ. Let us take some refreshment.

આપણે શું મંગાવીએ ? What shall we order ?
તમને શું ગમે છે ? What do you like ?
મને થોડું આઇસક્રીમ ગમે છે. I like some icecream.
તમને શું પીવાનું ગમે છે ? What will you have for drink ?
મારે વાસ્તે કાંઈ મંગાવતા ના. Order nothing for me.
તમને કંઈ ઠંડુ પીવાનું નથી ગમતું ? Won't you like some cold drink ?
મેં થોડો દારૂ લીધો છે. I have had some wine.
ત્યારે હું આઇશક્રીમ મંગાઉં છું. Then I shall order some icecream.
બીજી રકાબી લાવવા કહો. Order another plate.
તમને બીજું કાંઇ ગમે છે ? Do you like anything else?
ગઇ કાલે અમુને અમારા કાકાને ત્યાં બહુ સારૂં ખાનું મળ્યું. We had a very excellent dinner yesterday at our uncle's
હમે આશરે ચાલીશ જણા ખાના ઉપર હતાં. Our number at dinner-table was about forty.
ત્યાં બાનુંઓના કરતાં ગ્રહસ્થો વધારે હતા. There were more gentlemen there than ladies.
તેણીએ મને ચાહ પીવાને સારૂં કહ્યું. She offered me a cup of tea.
શું જમવાનું સારૂં હતું ? Was the dinner good ?
ખરેખર, ઘણું સારૂં. Very good, indeed.

---

## નિશાળને લગતા વાકયો.

નિશાળે જાઓ. Go to school.

તમે નિશાળે નથી જતા કે ? Are you not going to school ?

આજે મને રજા છે. I have leave to-day.

તમે કેઇ નિશાળે જાઓ છો ? Which school do you attend?

તમે કયા વર્ગમાં છો ? What class are you in ?

તમે ત્યાં શું શીખો છો ? What do you learn there ?

તમારા કલાસમાં કેઇ અંગ્રેજી ચોપડીઓ ચાલે છે? What English text-books are taught in your class ?

તમારા માસ્તરનું નામ શું ? What is the name of your teacher ?

મને તમારા દસકત બતાવો. Show me your handwriting.

તમારા દસકત સારા નથી. Your handwriting is not good.

તમે તમારા દસકત કેમ સુધારતા નથી ? Why don't you improve your handwriting ?

તમને કંઇ અંગ્રેજીનું જ્ઞાન છે ? Have you any knowledge of English ?

તમે અંગ્રેજી બોલો છો ? Do you speak English ?

ઘણું થોડું. Very little.

મને અંગ્રેજી બોલતાં આવડતું નથી. I don't know how to speak English.

હું તે થોડું બોલું છું. I speak it a little.

તમે અંગ્રેજી સમજો છો ? Do you understand English ?

હું તે થોડું સમજું છું. I understand it a little.

હું જે કહુંછું તે તમે સમજો છો? Do you understand what I say?

બરાબર નહીં. Not quite.

તમે અંગ્રેજી વાંચો છો? Do you read English?

તમે આ વાંચી શકશો? Can you read this?

તમારે અંગ્રેજી શીખવું જોઈએ. You should learn English.

હું અંગ્રેજી શીખું છું. I learn English.

મેં જે તમને કહ્યું તે તમે સમજ્યા? Did you understand what I told you?

હા, હું બધું સમજ્યો. Yes, I understood it all.

આ સવાલનો જવાબ આપો. Answer this question.

તે કાંઇ સવાળ નથી. That is not the question.

તે ફરીથી બોલી જાવો. Repeat it again.

તમારૂં નંબર કેટલામું છે? What is your number?

મારી ચોપડી ફાટેલી છે. My book is torn.

આ ચોપડી લેવો. Take this book.

તેબલ ઉપર મુકો. Lay it on the table.

મેં તેબલ ઉપર મુકી છે. I have laid it on the table.

આ ચોપડી મારી તેબલપર કોણે મુકી? Who laid this book on my table?

આ કેવી સારી ચોપડી છે! What a nice book this is!

આવી મારી પાસે ત્રણ ચોપડીઓ છે. I have got three such books.

તેને પેલી ચોપડી જોઇએ છે. He wants that book.

તે તેને ના આપતા. Don't give it to him.

આ ચોપડી લઈ જાઓ. Take away this book.

તમારો પાઠ ઘણો ટુંકો છે. Your lesson is very short.
તમારો પાઠ શિખો. Learn your lesson.
હું મારો પાઠ શિખ્યો છું. I have learnt my lesson.
મારી પાસે તમારી ચોપડી છે. I have got your book.
તમારી ચોપડી ઉઘાડો. Open your book.
આ ચોપડી મેં કાવશજી પાસેથી મેલવી છે. I have got this book from Cawasjee.
આ કોણની ચોપડીઓ છે? Whose books are these ?
તે મારા ભાઇની છે. They are my brother's.
તમારી સ્લેટ લેવો. Take your slate.
હું તમને લખાઉં તે લખો. Write down what I dictate to you.
વખત નકામો ના ગુમાવો. Do not waste time.
ઠગાઈ ના કરો. Do not deceive.
દુ:ખની વખતે એક બીજાને મદદ કરો. Assist one another in misfortune.
બોલવું એ રૂપાં જેવું છે; અને ચુપ રહેવું તે સોનાં જેવું છે. Speaking is silver ; silence is gold.
તમારે હમેસાં પ્રમાણીક રેહેવું જોઇએ. You should always be honest.
તમે કેમ નહીં લખતા? Why do you not write ?
અમે લખતા નથી, કારણ કે અમારે વાંચવું છે. We do not write, because we have to read.
તમે લખવાનું શરૂ કેમ નહીં કરતા? Why don't you begin to write ?
હું કાલે શરૂ કરીશ. I will begin to-morrow.

ચાકનો કકડો લાવો. Bring a piece of chalk.
પાટીઆં તરફ જુઓ. Look at the board.
તમારો કોથલો અહિંયાં છે. Here is your bag,
આ તમારી જગ્યા છે. This is your place.
મને અંગ્રેજી શીખવો. Teach me English.
તમે અંગ્રેજી ઘણું સારૂં બોલો છો. You speak English very well.
આજે કોણની વારી છે ? Whose turn is it to-day ?
તમે તે શરૂ કરો. You begin it.
તમે તે પુરૂં કરો. You finish it.
જો તમે ભુલ કરશો તો હું સુધારીશ. If you make a mistake I will correct you.
મેહેરબાંની કરીને આ મને ગુજરાતીમાં સમજાવો. Please explain this to me in Gujerati.
તમે આ શબ્દનો ઉચ્ચાર કેવી રીતે કરો છો ? How do you pronounce this word ?
તેનો અર્થ શું ? What is the meaning of it ?
તમે આ શબ્દનો અર્થ જાણો છો ? Do you know the meaning of this word ?
તમે તમારો પાઠ કીધો કે ? Have you prepared your lesson ?
મને તે મોઢે કરવાને કઠણ લાગે છે ? I find it difficult to learn it by heart ?
તમે જે વાંચો છો તે સમજો છો ? Do you understand what you read ?
બધું નહીં. Not the whole of it.

હું બોલું છું તેના કરતાં વધારે સારી રીતે સમજું છું. I understand better, than I can speak.

તમે અંગ્રેજી શું કામ શીખો છો? Why do you learn English?

કારણકે અંગ્રેજી જાણવું હાલ ઘણું અગત્યનું છે. Because it is very important now-a-days to know English.

મારી પાસે કલમ નથી. I have no pen.

એદલજીએ મારી કલમ લીધી છે. Eduljee has taken my pen.

મને સફેદ કાગલ અને બલુ શાહી આપો. Give me some white paper and blue ink.

મારી પાસે કાળી શાહી છે. I have black ink.

ખડીઆમાં શાહી નથી. There is no ink in the inkstand.

મને શુખડપેનનો કકડો આપો. Give me a piece of lead pencil.

મને થોડી સ્તીલ પેન આપો. Give me some steel pens.

મને પેલું રૂલ આપશો? Will you give me that ruler?

મેહેરબાની કરી મને થોડું શાહી ચુશવાનું કાગળ આપો. Give me some blotting paper, please.

મારી ચાકુ મારા ખીસામાં છે. My penknife is in my pocket.

આ રેહી મારી ચાકુ. Here is my penknife.

મને તમારી સ્કુલ ફી આપો. Give me your school fee.

તે હું આજે વીસરી આવ્યો છું. I have forgotten to bring it to-day.

કાવંશજીને પેલી પેન આપો. Give that pen to Cowasji.
આ પેન હું તે છોકરાને આપું ? May I give this pen to that boy ?
હા, આપો. Yes, you may.
ગઈ રાતે તમારો માસ્તર અહિંયાં કેમ નહી હતો ? Why was not your teacher here last night ?
તે વીશે હું મારા માસ્તરને પુછીશ. I will ask my teacher about it.
હું ઉચ્ચાર બરાબર કરૂં છું કે ? Do I pronounce rightly ?
તમને જરા વધારે માહવરો જોઇએ. You want a little more practice.
બોલવાને વાસ્તે બીહો ના. Don't be afraid to speak out.
જો હું એમ બોલું તો દરેક જણ મને હસશે. If I speak thus every body will laugh at me.
તેનું કંઇ નહી. It does not matter.
ઘાંટ વાગે છે. The bell is ringing.
ઘેર જવાનો વખત થયો. It is time to go home.

---

## પેઢી અથવા દુકાંનને લગતા વાકયો.

આફીશમાં આવજો. Come to the office.
હું આફીશમાં જાઉં છું. I am going to the office.
શું આજે આફીશ ઉઘાડી છે ? Is the office open to-day ?
આજે શું રજા છે ? Is there leave to day ?
આજે પારસી લોકનો તેહેવાર છે. To-day is a Parsee holiday.

આજે મને રજા નથી. I have no leave to-day.
મને કાલે રજા છે. I have leave to-morrow.
કાલે કાંઇ તેહેવાર છે? Is to-morrow a holiday?
કાલે હિંદુ લોકનો તેહેવાર છે. To-morrow is a Hindoo holiday.
તમને કંઈ ચાકરી મલી કે? Have you got any employment?
તમે કયાં ચાકરી છો? Where are you employed?
તમારો પગાર શું છે? What is your pay?
મેં મારી ચાકરી છોડી છે. I have left my service.
મને તે પૈસા મોકલતા ના. Do not send me the money.
હું તમારી મેહેરબાંનીનો બદલો વાલવાને કદી ભુલીશ નહીં. I shall never fail to requite your kindness.
આ કયું વરસ છે? What year is this?
આ કયો મહીનો? What month is this?
આજે કેતરમી તારીખ? What is the date to-day?
આજે સાતમી છે. To-day is the seventh.
આજે શો વાર? What day of the week is to-day?
શનીવાર. Saturday.
તમને એટલું મોડું કેમ થયું? How is it you are so late?
તમે વેહેલા કેમ નહી આવ્યા? Why did you not come earlier?
મને જરા કામ હતું. I had some business.
તમારે હમેશાં વખતસર આફીસમાં આવવું જોઇએ. You should always come to the office in due time.
તમે હમેશાં મોડા આવો છો. You always come late.

આફીશમાંથી નીકળો. Get out of the office.

તમારે ઘણું જલદી આવવું જોઇતું હતું. You should have come much earlier.

આજનું ન્યુસપેપર આપવાને એટલી મેહેરબાની કરશો ? Will you be so kind as to give me to-day's paper ?

તમે પેલું ન્યુસપેપર વાંચ્યું કે ? Have you read that newspaper ?

આજનું ન્યુસપેપર ક્યાં છે ? Where is to-day's newspaper ?

ન્યુસપેપર લાવો. Bring the newspaper.

મને જોવા દો. Let me see.

આ કોણ લાવ્યું ? Who brought this ?

આ કામ સંભાળથી કરો. Do this work carefully.

આ કાગળ કોણે લખ્યો ? Who wrote this letter ?

આ કાગળમાં તારીખ નથી. This letter bears no date.

તે દાહાડે તારીખ કેઈ હતી ? What was the date on that day ?

આ કાગળ પરબીડાંમાં બીડો. Enclose this letter in an envelope.

આ પરબીડાં ઉપર સરનામું કરો. Write down the address on this envelope.

કાગળ ઉપર હું કોણનું સરનામું કરૂં ? To whom shall I address the letter ?

મને અરધા આનાવાળી ટિકેટ જોઈએ છે. I want a half-anna stamp.

આને કેટલાંની ટિકેટ લાગશે ? How much stamp will this require ?

આ કાગળને ટિકેટ પુરતી છે કે? Is this letter sufficiently stamped?

એક વેફર લાવો. Bring me a wafer.

તે કાગળને સીલ નથી કીધું. The letter is not sealed.

આ કાગળને શીલ કરો. Seal this letter.

આ કાગળ તપાળમાં નાંખો. Post this letter.

આ કાગળને પોસ્ત આફીશમાં લઇ જાઓ. Take this letter to the Post Office.

તે આજે જવુંજ જોઇએ. It must go to-day.

તમે તે કાગળ તપાળમાં નાંખ્યો કે? Have you posted that letter?

મારે તે રેજીસ્તર કરાવવું છે. I wish to have it registered.

મેં તે રેજીસ્તર કરાવ્યો હતો. I had got it registered.

તપાલ આવ્યો કે? Has the post arrived?

તમે તપાળનાં પૈસા આપ્યા? Have you paid the postage?

તપાળનાં પૈસા આપો. Pay the postage.

આ કાગળ ઉખેડો. Open this letter.

આ કાગળ લેવો, અને જલદી તપાળમાં નાંખો. Take this letter, and post it immediately.

તમે શું કરો છો? What are you doing?

હું તે કાગળનો જવાબ લખું છું. I am writing an answer to that letter.

આખો દહાડો શું કરયા કીધું? What had you been doing all day long?

જરા અહિં આવો. Step in here for a moment.

તેને આ સમજાવો. Explain this to him.

તમે તે કાગળની નકલ કીધી છે? Have you copied the letter?

તે ક્યારની નકલ કીધી છે. It is already copied.

આ કાગળની નકલ કરો. Copy this letter.

તમે ઘણી ઉતાવળ કરો છો. You seem to be in a great hurry.

ઉતાવળ ના કરો. Do not be in a hurry.

મને થોડાં કાગળ અને કવર આપો. Give me some paper and envelopes.

મારે કાગજ લખવું છે. I have to write a letter.

આ કલમ ઘડો. Mend this pen.

હું એક કાગળની રાહ જોઉં છું. I am expecting a letter.

મને હમણાંજ તમારૂં કાગળ પુગું છે. I have just received your letter.

તમારૂં કાગળ ટપાલમાં નાંખવું છે કે? Do you wish to have your latter posted?

હું જવાબને સારૂ ખોટી થાઉં કે? Shall I wait for an answer.

હા, જવાબને સારૂ ખોટી થજો. Yes, wait for an answer.

મેહેરબાની કરીને આ કાગલ વાંચો. Please read this letter.

મને મેહનત ના આપો. Do not trouble me.

તમે કામમાં છો? Are you busy?

તમે રોકાએલા છો? Are you engaged?

હા, મારે ઘણું કામ છે. Yes, I have much work to do.

મારા હાથમા જરા કામ છે. I have some business to attend to.

હું તમારા કામ ઉપર ધ્યાંન આપીશ. I will attend to your business.

હમણા તમારે મને હરકત કરવી નહીં. You must not interrupt me now.

સાંજના તમને કેટલે વાગતે ફુરસુદ મલશે ? At what time will you be at leisure in the evening ?

પાંચ વાગ્યા પછી. After five o'clock.

શું કાલે તમને કામ છે ? Have you any engagement for to-morrow ?

કાલે આ વખતે મને ફરસુદ મલશે. I shall be free to-morrow at this hour.

તમે એક મિનીટ સબુર કરશો ? Will you wait a minute ?

તમે એટલી ઉતાવલ કેમ કરો છો ? Why are you in such a hurry ?

તમે એક મિનીટ શબુર નહી કરશો ? Can't you wait a minute ?

કેટલી ઉતાવળ ? What a hurry ?

મને ઉતાવળ છે. I am in haste.

તમને ઉતાવળ છે ? Are you in a hurry ?

તે ઉતાવળ કરે છે. He makes haste.

એક પળ સબુર કરો. Wait a moment.

જરા સબર કરો. Wait a little.

હું થોભી નથી શકતો. I can not wait.

આજે મને કાગળ મલ્યું છે. I have received a letter to-day.

આ કાગલ ઘણું કામનું છે. This letter is very important.

ફરાંમજી ત્યાં છે કે ? Is Framjee there ?
નહીં સાહેબ, તે ઘર ગયો. No sir, he .went home.
હું તેને બોલાવા મોકલું ? Shall I send for him ?
હા, તેને બોલાવા મોકલો. Yes, send for him.
મેં તેને બોલાવા મોકલ્યો છે. I have sent for him.
એ વીશે હું તેને કહેવાડું ? Shall I send him word of this ?
મેં તેને કહેવડાવ્યું છે. I have sent him word.
જ્યારે ફરાંમજી આવે ત્યારે મારી પાસે મોકલજો. Send Framjee to me when he comes.
હું પોતે તેને લખીશ. I shall write to him myself.
મને થોડું પાતલું કાગલ જોઈએ છે. I want some thin paper.
આ બહુ જાડું છે. This is very thick.
એ નહીં ચાલશે. This won't do.
પેલું ચાલશે. That will do.
તમે એક ભુલ કીધી છે. You have made a mistake.
તમે ભુલ્યા છો સાહેબ. You are mistaken sir.
હું પણ ભુલ્યો હતો. I was also mistaken.
પગાર થયો કે ? Is the pay due ?
પગાર થયો છે. The pay is due.
આજે મને કોરટમાં જવું છે. I have to attend the Court to-day.
હું કોરટમાં છું. I am in the Court.
તમે તમારૂં કરજ શું કામ નથી આપતા ? Why don't you pay your debts ?

કારણ કે મારી પાસે પૈસા નથી. Because I have no money.
તમે તે આંકડો પાછો આપશો? Will you give me back the bill?
પેલો રહયો આંકડો. There is the bill.
તમે કેટલા કહ્યા? How many did you say?
પાંચ શો. Five hundred.
આ ચેક લેવો. Take this cheque.
તમે મને પોંહોચ આપશો? Will you give me a receipt?
હું તમને પોંહોંચ આપીશ. I will give you a receipt.
તમે મને આ ચેકનાં પૈસા આપશો? Will you pay me the amount of this cheque?
રોકડા આપુ કે નોટ? Shall I pay in cash or notes?
મને પાંચશો રૂપીઆ રોકડા જોઈએ છે. I want five hundred Rupees in cash.
મારી પાસે બધી નોટ છે. I have all currency notes.
આ કેટલા રૂપ્યાની બેંકની નોટ છે? How much is this bank-note worth?
મેહેરબાની કરીને અહિંયા શહી કરો. Please sign here.
જરા મને કલમ આપશો? Will you just give me a pen?
હું આ કલમ લેઉં? May I take this pen?
હા, લેવોની. Yes you may take it.
તમે દલાલ છો? Are you a broker?
આજે બજાર કેમ છે? How is the market to-day?
જેમનું તેમ છે. It is steady.
આજે મંદી છે. It is dull to-day.
આજે તેજી છે. It is strong to-day.

તમને આજે કાંઈ જોઇએ છે? Do you want anything to-day?

મને આજે કાંઇ જોઈતું નથી. I do not want anything to-day.

હમણા ધંધો ખરાબ ચાલે છે. Trade is dull at present.

ઘઉંનો શું ભાવ છે? What is the price of wheat?

આ કાંઈ મોશમ નથી. This is not the season.

તે વેપારી કેટલોક માલ લનડનથી લાવ્યો છે. The merchant has brought some goods from London.

જેને વીશે તમે બોલો છો તે માલ કયાં છે? Where are the goods of which you speak?

મને હજી તે માલ પુગો નથી. I have not yet received the goods.

તમે તમારા માલ ઉપર વીમો ઉતરાવ્યો છે? Have you insured your goods?

મેં વીમો નથી ઉતરાવ્યો. I have not insured them.

તે વીશે હું મારા આડતીઆને લખીશ. I will write to my agent about it.

હું તેને તાર કરૂં છું. I am going to telegraph to him.

વેલાતનો મેલ કયારે આવશે? When will the English mail arrive?

વેલાતનો મેલ આવ્યો છે. The English mail has come in.

સાહેબ, મારે બે દહાડાની રજા જોઈએ છે. Sir, I want leave for two days.

મારે બાહેર જવું છે. I wish to go out.

## વેચાણ તથા ખરીદીને લગતા વાકયો.

જુઓ, પેલા માણસને શું જોઈએ છે. See, what that man wants.

તમને શું જોઇએ છે, સાહેબ? What do you want, sir?

આ કોણુની દુકાન છે? Whose shop is this?

તમારાં બાઈ કયાં છે? Where is your mistress?

તમે શું ખરીદવા માંગો છો? What do you wish to buy?

મને એક બુટની જોડી જોઇએ છે. I want a pair of boots.

કોને માટે? For whom?

મારે પોતાને વાસ્તે. For myself.

કેટલાં મોટાં? Of what size?

તમે નંબર જાંણો છો? Do you know the number?

મને તમારો પગ દેખાડો. Let me see your foot.

હું ધારૂંછું કે આ તમને આવશે. This will fit you I think.

એ તો ઘણાં નાંઘલાં છે. They are too small.

તમે આ જોડી તપાસશો? Will you try this pair?

નહીં, એનું દોળ ખરાબ છે. No, its shapo is bad.

આ કદાચ તમને પસંદ આવશે. This perhaps will please you.

એ મને દંખે છે. It pinches me.

એ મને ઇજા કરે છે. It hurts me.

આ જોડી તપાસો. Try this pair.

એ મને જરા મોટાં પડે છે. It is too large for me.

આ એક બીજી જોડી છે. Here is another pair.

એ તમને ડંખશે નહીં. It will not pinch you.
આ બુટ મને બરાબર આવે છે. These boots fit me exactly.
આ પેરીશનાં બનાવેલાં છે ? Are these Paris made ?
મને બીજાં થોડાં દેખાડો. Show me some others.
હું આ બેઉ જોડી લઇશ. I will buy both these pairs.
આ જોડીનું શું ? How much for this pair ?
પાંચ રૂપીઆ આઠ આના. Five rupees eight annas.
તમે ઘણું માંગો છો. You ask too much.
એ વાજબી કીમત છે. That is a fair price.
તમે એનું શું આપશો ? What will you pay for it?
હું તમને ચાર રૂપીઆ આપીશ. I shall give you four Rupees.
હું પાંચ રૂપીઆ લઇશ. I will take five Rupees.
મને એક પટો જોઇએ છે. I want a belt.
અમે પટા નથી વેચતા ? We do not sell belts.
અમે તે નથી રાખતા. We do not keep them.
મારે તમને શું આપવું છે ? How much have I to pay you ?
મને એક રૂપીઆનું છુટું જોઇએ છે. I want change for a rupee.
તે વટાવ લેશે. He will deduct some discount.
તમારી પાસે સારી ચાહ છે ? Have you got any good tea ?
મને નમુનો દેખાડો. Show me a sample.
આ કંઇ સારો નમુનો નથી. This is not a good sample.
આ કેમ રતલ ? How much for a pound of this ?

એક રૂપીએ રતલ. A Rupee a pound.

તમને કેટલી જોઇએ છે ? How much do you want ?

મને અરધો રતલ આપો. Give me half a pound.

આ કેમ ડજન ? How much for a dozen of these?

ત્રણ રૂપીએ ડજન. Three rupees per dozen.

મને પા ડજન આપો. Give me a quarter dozen.

તમને બીજું કાંઈ જોઇએ છે ? Do you want anything else ?

મને કાંઇ જોઇતું નથી. I do not want anything.

તમે કાપડ વેચો છો ? Do you sell cloth ?

હું થોડું ગરમ કપડું ખરીદવા માગું છું. I wish to buy some woollen cloth.

તમને આ કપડું ગમે છે ? Do you like this cloth ?

હું તમને બીજી જાતનું દેખાડીશ. I will show you another kind of it.

આ ઉંચી જાતનું છે. This is of a superior quality.

એ કેટલું લાંબુ છે ? What is the length of this ?

આશરે વીશ વાર. About twenty yards.

એક વારનું શું ? What's the price per yard ?

તરણ રૂપીએ વાર. Three rupees a yard.

તમે આ ખરીદશો ? Will you buy this ?

મને એ નથી જોઇતું. I don't want it.

તે ઘણું મોઘું છે. It is too dear.

મને જરા સસ્તું કપડું જોઇએ છે. I want some cheaper cloth.

તે ઘણું સસ્તું છે. It is very cheap.

કયું સારૂં છે આ કે પેલું ? Which is the better, this one or that ?

બેઉ સારાં છે. Both are good.

હું બેઉ ખરીદીશ. I shall buy both.

તમે કંઇ ઓછું નહીં લેશો ? Won't you take anything less for it ?

હમેશાં એજ ભાવ લીધામાં આવે છે. It is the usual price.

તમે મને થોડાં હાથનાં મોજાં દેખાડશો ? Will you show me some gloves ?

કેવા રંગના ? Of what colour ?

પીલા રંગના. Of a yellow colour.

આ રંગ ઘણો શોભીતો છે. This is a very beautiful colour.

તે કયો રંગ છે ? What colour is that ?

તે લાલ છે. It is red.

આ રંગ જલદી ફીકો પડી જશે. This colour will soon fade.

તમે કયાં મોજાં પસંદ કરો છો ? Which gloves do you choose ?

હું કાલાં અને પીળાં પસંદ કરીશ. I will choose the black and the yellow ones.

શું ભાવનાં ? Of what price ?

કોઈભી ભાવનાં. Of any price.

એની શી કીંમત છે ? What is the price for this ?

હું અરધો દજન લેઇશ. I will buy half a dozen.

હું તમને હમણાં પૈસા આપું કે ? Shall I pay you now ?

જેમ તમારી મરજી. Just as you like.

હું પાછો આવીને પૈસા આપીશ. I will pay you on my return.

હું તમને કાલે પૈસા આપીશ. I will pay you to-morrow.

તમે પૈસાને માટે થોભશો કે? Will you wait for the payment ?

હું મારી કોથલી સાથે લાવવાને વીસરી ગયો છું. I have forgotten to bring my purse with me.

તમે કાંઇ ખરીદ્યું? Did you buy anything ?

આ મને ઘણું મોંઘું મળ્યું. I bought this very dear.

એ ઘણું સસ્તું છે. This is very cheap.

તમારું ઘેર વેચ્યું કે? Have you sold your house ?

મેં હજી નથી વેચ્યું. I have not yet sold it.

તમે તે નહીં વેચશો? Will you not sell it ?

તમે તે શું કામ વેચો છો? Why do you sell it ?

મને પૈસાની ગરજ છે. I am in need of money.

તમારી મરજી હોય તો મને દેખાડો. Show it to me, if yon please.

પેલો કોણનો ઘોડો છે? Whose horse is that ?

કેવો સારો ઘોડો! What a fine horse !

તે ઘોડો મજબુત છે કે? Is the horse strong ?

હા, તે ઘણો મજબુત ઘોડો છે. Yes, it is a very strong horse.

આ ઘોડો ખરીદવાની મારી મરજી છે. I wish to buy this horse.

એ ઘોડો વેચાઇ ચુકો છે. This horse has already been sold.

કાલે મેં એક ઘોડો ખરીદયો. Yesterday I bought a horse.

તે ઘોડાના મને એકશો રૂપીઆ બેઠા. That horse cost me one hundred rupees.

તમે જે ઘોડા વીશે બોલો છો તેને હું જોતો નથી. I do not see the horse about which you speak.

તેને પુછો કે તે પોતાનો ઘોડો વેચશે ? Ask him if he will sell his horse ?

તમે તમારો ઘોડો વેચશો ? Will you sell your horse ?

હા, હું મારો ઘોડો વેચવા માંગું છું. Yes, I wish to sell my horse.

તમે તે ખરીદશો ? Will you buy it ?

તેણે મને તેના બશો રૂપીઆ આપવા કહયા. He offered me two hundred rupees for it.

પણ મેં તે આપવા ના કહયું. But I refused to part with it.

તમે તેનું શું માંગો છો ? What do you ask for it ?

એક વાત બોલો તમે એનું ઓછામાં ઓછું શું લેશો. Tell me once for all what will be the least sum you will accept for it.

તે વેપારી એક ઘોડો ખરીદશે. That merchant will buy a horse.

તે કયો ખરીદશે ? Which will he buy ?

મેં તે ઘોડો વેચ્યો છે. I have sold that horse.

હું આ વેચવા માંગું છું. I wish to sell this.

તમે તેનું શું માંગો છો ? How much do you ask for it ?

તમે તે જુદું વેચશો ? Will you sell it separately ?
આની શું કીમત બેસશે ? How much will this cost ?
તમે આ મારે સારૂ કરશો ? Will you do this for me ?
તમે મારૂં માપ લેશો ? Will you take my measurement ?
મને તમારો ડગલો બતાવો. Show me your coat.
તમે તે બનાવવાનું શું લેશો ? What will you charge for making it ?
મને તે ફાસીન પ્રમાણેનો બનાવેલો જોઇએ છે. I wish to have it made according to the fashion.
મેં તમુને નમુનો આપ્યો છે તે પ્રમાણે બરાબર બનાવજો. Make it exactly similar to the pattern I have given you.
હું આશારાખું છું કે તે તમને ગમશે. I hope you will like it.
તમે ધારો છો કે આ મને આવશે ? Do you think this will fit me ?
આ મને ઠીક પડશે. This will suit me.
તે ડગલો તમને બરાબર બેસતો છે. The coat fits you well.
તમે પોતે આરશીમાં જુઓ. Look at yourself in the glass.
મારે આ ડગલાના કેટલા પૈસા આપવા છે ? How much have I to pay for this coat ?
તમે તે ક્યાંથી ખરીદયું. Where did you buy it.
કોણુની દુકાંનેથી ? At whose shop ?
તે દુકાંનમાં જતા ના. Don't go into that shop.
તમે તમારા પૈસા નાખી દેશો. You will throw away your money.

તમે તેની પાસે શું કામ ખરીદયું નહીં? Why did you not buy from him?

તેની પાસે કંઇ સારૂં નહીં હતું. He had not any good stuff.

તમે ભુલો છો, તે મોઘું નથી. You are mistaken, it is not dear.

તે ઘડિઆળી પ્રમાણીક માણસ છે. The watch maker is an honest man.

તમે ઘડિઆળી છો? Are you a watch maker?

આ એક ઘડિઆળ સાફ કરવાનું છે. Here is a watch which wants cleaning.

મને તે જોવા દો. Let me see it.

તે બરાબર નથી ચાલતું. It does not go well.

એમાં કંઈ ભાગેલું છે. There is something broken in it.

તે સમારવાનું તમે શું લેશો? How much will you charge for repairing it?

તમે જામીનગીરી આપશો? Will you give me a guarantee?

હા, હું તમને આપીશ. Yes, I will give you.

હું તમારે ત્યાં મુકી જાઉં છું. I will leave it with you.

તમને તે પાછું કયારે જોઈએ છે? When do you wish to have it back?

આજે સાંજનાં. This evening.

તે હું તમને કાલે મોકલશ. I will send it to you to-morrow.

મને તમારૂં ઠેકાણું આપશો ? Will you give me your address ?
મોકલવાને ભુલતા ના. Do not fail to send it.
હું ભુલીશ નહીં. I shall not fail.

## ફરનીચરને લગતા વાકયો.

આ સામન લુંછો. Clean this furniture.
આ સારી ખુરશી છે. This is a fine chair.
તેબલનાં ખાનાંને કુંચી દેવો. Lock the table drawer.
આ કબટમાં મુંકો. Put this in the cupboard.
મોઢું જોવાની આરસી કયાં છે ? Where is the looking glass ?
આ શબીઓને ટાંગો. Hang up these pictures.
આ નવું ફાનસ છે. This is a new lantern.
આ કોણુની પેટી છે ? Whose box is this ?
કેટલા વાગ્યા છે? What time is it ?
પોનાં દશ. A quarter to ten.
તમારૂં ઘડિઆળ ઘણું વધારે છે. Your clock is too fast.
તમારૂં ઘડિઆળ ઘણું ઓછું છે. Your clock is too slow.
મારૂં ઘડિઆળ બગડેલું છે. My clock is out of order.
ઘડિઆળ બંધ પડયું છે. The clock has stopped.
હું તેને કુંચી આપવાની ભુલી ગયો. I forgot to wind it up.
ઘડિઆળને કુંચી આપો. Wind up the clock.
ટોપ પડી કે ? Is the gun fired ?
તે ખાનામાં મુકો. Place it into the drawer.

ખાનાની કુંચી કયાં છે? Where is the key of the drawer?

તે કુંચી અહિંયાં છે. Here is the key.

આ કોચો સારા છે. These sofas are good.

તે બાંક ભાગેલો છે. That bench is broken.

આ સ્ટુલ ઘણું ઉંચું છે. This stool is very high.

પરડો નીચે ખેંચો. Pull down the screen.

તે સુંદર ફુલ કયાં છે? Where is the pretty flower?

તે ફુલદાંનમાં છે. It is in the flower-pot.

મને મારી લાકડી આપો. Give me my stick.

મારી પાસે તમારી લાકડી છે, અને તમારી પાસે મારી છે. I have your stick, and you have mine.

તમે બીછાંનું પાંથરયું? Have you made the bed?

મારૂં બીછાનું કરો. Make my bed.

ગોદરૂં ફેરવો. Turn the mattress.

ચાદર બદલો. Change the sheet.

પેલો રૂનો તકીઓ છે. That is a cotton pillow.

અમને બીજી ધાબલી જોઇએ છે. We want another blanket.

કુરતની નાંખો. Draw down the curtain.

પેલો નેતરનો કરંડીઓ લાવો. Bring that cane basket.

તે ભાંગેલો છે. It is broken.

તે કોણે ભાંગ્યો? Who broke it?

તે બાકશ ભરેલો છે કે ખાલી? Is that box full or empty?

ફીડલ વગાડો. Play on the fiddle.

હું પીઆનો વગાડવા માંગું છું. I wish to play on the piano.

